# ચતુર સુંદર

## સ્ત્રી વિલાસ.

રસિક ગરબા સંગ્રહ.

ભાગ ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦

ઘણા સુધારા તથા વધારા સાથે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મીયાં બદરૂદ્દીન હુસેનુદ્દીન નીઝામી.

બુકસેલર એન્ડ પબ્લીશર,

ઠે૦ ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી | પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૬ | સને ૧૯૨૦

અમદાવાદ:

જમાલપુર રોડ ઉપર "નટવર" પ્રીન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

કિંમત રૂ. ૦-૮-૦

# ચતુર સુંદર
## સ્ત્રી વિલાસ.

રસિક ગરબા સંગ્રહ.

ભાગ ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯.

ઘણા સુધારા તથા વધારા સાથે

છપાવી પસિદ્ધ કરનાર,

મીઆં બદરૂદીન હુસેનુદીન નીઝામી.

બુકસેલર એન્ડ પબ્લીશર,

ઠે૦ ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૭૬    સને ૧૯૨૦

અમદાવાદ

જમાલપુર રોડ ઉપર "નટવર" પ્રીન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

કીંમત રૂ. ૦-૮-૦

## જાહેર ખબર.



અમારે ત્યાં તમામ જાતનાં ઉર્દુ, ફારસી, અરબી, હીન્દી, ગુજરાતી વીગેરે પુસ્તકો જથાબંધ વેપારીઓને ઘણા જ કીફાયતથી મળશે.

**તમામ જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું.**

**મી. બદરૂદીન હુસેનુદીન નીઝામી.**

બુકસેલર,

ઠે૦ ત્રણ દરવાજા—**અમદાવાદ.**



# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.

## ભાગ ૩ જો

## ભાગ ૪ થો.



## ભાગ ૫ મો.

## ભાગ ૬ ઠો.

## ભાગ ૮ મો.

## ભાગ ૮ મો.

### લગનમાં ગાવાના ગીતો.

## ભાગ ૯ મો.

સમાપ્ત.

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

## રસિક ગરબા સંગ્રહ.

### ભાગ ૧ લો.

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ

શ્રી નાથજી સત્ય છે.

### (૧) શ્રી નાથજીના મહિના.

કારતક માસેરે કહાનજી. મુકી પરદેશ;
હું છું નારીરે નાનડી, જોબન બાળેરે વેશ.
ગોકુળ આવો શ્રી નાથજી. ગો૦ ૧
માગશર માસેરે માવજી, વશીયા સામીરે તેડ;
પિંજર લાગ્યા ઝરવા, આંખે આંસુડાની રેલ. ગો૦ ૨
પોસ માસેરે દેહડી, તોય સ્નેહ ન વિસરાય;
આડો હેમાળો ઉલટ્યો, તેથી કંપેરે કાય. ગો૦ ૩
માહા માસેરે સેજડી, બીજી વેરણ રાત;
પેઉજી માસેરે ઘેર નહિં, કેમ જાય દિવસ મહારાજ. ગો૦ ૪
ફાગણ ફુલ્યોરે ફુલડે, ફુલ્યા કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગો૦ ૫

ચૈતર ચંપોરે મોરીઓ, મોરી અરાડે ભાર;
માલણ લાવેરે મોગરા, કાચી કળીયોનો હાર. ગો૦ ૬
વઇશાખેરે વન વેડીયાં, વેડી આંબલીયાની શાખ;
રસ ઘોળાવુંરે વાટકી, જમીએ કોની સંગાથ. ગો૦ ૭
જેઠે જાણ્યુંરે આવશે, ના આવ્યા શ્યામશરીર;
બપૈયારે પીઉપીઉ કરે, મારે હૈયે નવ રહે ધીર ગો૦ ૮
અષાડેરે ઘન ઉલટયો, માથે ચડયોરે ઘનઘોર;
વીજલડીરે ચમકા કરે, બોલે મધુરા શા મોર. ગો૦ ૯
શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;
કોયલડીરે ટઉકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગો૦ ૧૦
ભાદરવોરે ભલે ગાજીયો, વરસે મુશળધાર;
પિયુજી મારા મધુપુરમાં સાલે સોકલડી અપાર. ગો૦ ૧૧
આસો માસે દીવાલડી, આવ્યા શામ શરીર
થાળ ભરૂંરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર ગો૦ ૧૨
બારે માસ પુરા થયા કહે છે કવિરે કરજોડ,
ગાય તેના પુરજો, કોડ શ્રી રણછોડ. ગો૦ ૧૩

## (૨) જીવણ પ્રાણના મહિના.

રથ આવ્યા અક્રૂરના, છુટયા નંદ દરબાર;
શબ્દ ભરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને રાઘવ ચાલ્યારે, મથુરાંના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ડોકવાળી જુએરે, નેણ ભરને રાધીકા રૂએરે;
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે,
જીવન પ્રાણ છો આતમારામ છો.

કારતક મહીને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હંસ ઉઠયા રહી હારી;
મેંતો શંભુજીની સેવા ન કીધીરે, મેલી થાપણુ આળવી લીધીરે
જીવન પ્રાણુ છો આત્મારામ છો. ૧
માગશર મહીને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સંદેશો લાવે શ્યામનો તેને ચરણુ નમાવું શીશ.
તેને ચરણે નમાવું શીશરે, કોઇ દેખાડો જગદીશરે,
હું બનાવું રસોઇ બત્રીશરે, જીવણુ પ્રાણુ છો આત્મારામ છો. ૨
પોષ મહીનાની પ્રીતડી, જોબનની જંજાળ,
જમણુ હતા તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ.
હરીએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળરે;
બઇઓ સુખે ભજો શ્રી ગોપાળરે, જીવન પ્રાણુ છો, આત્મારામ. ૩
મહા મહીનાની ટાઢડી, અતિ રાતે અંધકાર,
આચનલોચન વહી ગયા, હરીને લશ્કર બંધાવું પાર,
મહા મહની તે વેદના થાયરે, હુંથી એકલડી ન રહેવાયરે
મારી થરથર કંપે કાયરે, જીવનપ્રાણુ છો આત્મારામ છો. ૪
ફાગણ ફુલ્યો ફુલડે રમતા રાધવરાય
આ શું ફુલી સુંદરી, હરી તજી ગયા જમણી બાંહ
વહાલે સોળસે ગોપીયો માંયરે, કાનુડાને કાંઈ ન કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે, જીવન પ્રાણુ છો આત્મારામ છો. ૫
ચૈતર ચંપો મોરીયો, પીપળ આવ્યા પાન;
નાવ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન,
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરી ભજ્યાની હામરે;
કોઇ દેખાડો શ્રી રામરે, જીવનપ્રાણુ છો, આત્મારામ છો. ૬

વઇશાખે વાયા વાવલા, મુખનું ઉડયું નુર;
તાપ તપે તનડું તપે, હરી મેલી ગયા છે દુર.
એવો આવ્યો છે માથે ઉન્હાળોરે, એવો કપટી કાનુડો કાળોરે,
મને મુકી ગયો મોરલીવાળોરે, જીવન પ્રાણ છો. આત્મા. ૭
જેઠે જાણ્યું આવસે વેગે વીઠલરાય:
ચંદન ઘોળું વાડકે, વિઝણે ઢોળુ વાય;
હરીને વિઝણે ઢોળુ વાયરે, મારી ઘડી પલક જુગ જાયરે;
મારા કાળજામાં કાંઇ કાંઇ થાય રે, જીવન પ્રાણ છો આત્મા. ૮
અશાડ ચમકે વીજળી, ઘન ગરજે ઘનઘોર;
આંસુડે ભીજાય મારી ચુંદડી, મીઠડાં બોલે મોર
એવા મીઠડા બોલે મોરરે, કરે બપઇયા કલોલરે;
મારૂં જાગે જોબનનું જોરરે, જીવન પ્રાણછો, આત્મા. ૯
શ્રાવણ વરસે સરવડે, નહાવું નિરમળ નીર;
પહેરયાં પીતાંબર પોતીયાં, ઓઢણ આછાં ચીર;
હરી ઓઢણ આછાં ચીરરે, આપણ નાહાતાં જમના તીરરે;
એવી રીતે ઢળ્યાં શરીરરે, જીવન પ્રાણ છો આત્મારામ છો ૧૦
ભાદરવો ભલો ગાજીયો, પણ નાવ્યા બળવીર;
ચીર હતા તે હરી ગયા, મારૂં શાને ઢાંકું શરીર
મ્હારી પોંચે નજર નહી નાંખીરે, વ્હાલે ભરવાડની ગત રાખીરે,
શામળીએ ન જોયું સાંખીરે, જીવણ પ્રાણ છો આત્મારામ. ૧૧
આસો માસ ભલો આવીયો, સૌની પુરી આશ;
તોરણ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરિજન દાસ,
ઘેરઘેર મંગળ ગાયરે, ત્યાં થેઇ થેઇકાર થાયરે,
શ્રોતા વકતાનાં સંકટ જાયરે, જીવણ પ્રાણ છો, આત્મારામ છો.૧૨

# રસીઆજીના મહીના.

## ગરબી.

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગુરે રસિયાજી;
તેર માસ હરિ ગુણ ગાવા મત માગુ હો રંગ રસિયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મુકીરે રસિયાજી;
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી હો રંગ રસિયાજી. ૨
ચુકી તોપણ દાસી દોષ સમાવોરે રસિયાજી;
મારા સમજો મનમાં કાંઇ લાવો હો રંગ રસિયાજી. ૩
અબળા જન અમો અવગુણ કેરી ખાણરે રસિયાજી;
તોપણ નાથ નિભાવો ઝાલો પ્રાણ હો રંગ રસિયાજી ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે રસિયાજી;
દાસ દયાના પ્રિતમ લ્યો શુધ મારી હો રંગ રસિયાજી. ૫
માગસર માસે મળવા મન અકળાયરે રસિયાજી;
પ્રીત તણી પીડા કંઇએ ન કહેવાય હો રંગ રસિયાજી. ૬
બીડયુ સીડયુ પણ અંતર ભડકે લાગેરે રસિયાજી;
કાળજુ છેદી કંદ્રપના શર વાગે હો રંગ રસિયાજી ૭
વિરહ વિકળ થઈ કળ ન પડે નિશ દીનરે રસિયાજી;
તાલાવેલી લાગી માહારે તન હો રંગ રસિયાજી ૮
દુખ દાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે રસિયાજી;
ધીરજ રાખું પણ કહાં લગી રહેવાય હો રંગ રસિયાજી. ૯
નીશ્ચે પ્રાણ જશે તમ્મી હવે મારેરે રસિયાજી;
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો હો રંગ રસિયાજી. ૧૦
પોસ માસે રોશ રહેથી મુકમારે રસીયાજી;
અબળાના આધાર અવસરે ચુક્યા હો રંગ રસિયાજી ૧૧

ઘણું શું કહીએ સમજી લેજોરે રસિયાજી;
વિજોગ પાખે અવર દંડ કાંઈ દેજો હો રંગ રસિયાજી. ૧૨
સ્ત્રીને દુઃખ નહિ પતી જો શસ્ત્રે મારેરે રસીયાજી;
તથી કષ્ટ ઘણુ તે મન ઉતારે હો રંગ રસીયાજી ૧૩
એક અદકુ હવે તે શું કહાયેરે રસિયાજી;
ચતુર શિરોમણ ચતુરાનું દુઃખ લહીએ હો રંગરસીયાજી. ૧૪
આ જોબનમાં આપી સુખને માણોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમજી તક જાણો હો રંગ રસીયાજી. ૧૫
માહા માસે તો મારા સમ ઘેર આવોરે રસિયાજી;
આ રતમાં દંપતી લે સુખ લહાવો હો રંગ રસીયાજી ૧૫
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લેહેતારે રસીયાજી
શીખવી સમજાવી શું મેહેલ્યાં વહેતાં હો રંગરસીયાજી. ૧૭
વ્હાલા થઇને વ્હેર શું વાળ્યું આવુંરે રસીયાજી;
આવડું શીદ કરયું જ્યારે નોતું જાવું હો રંગ રસીયાજી. ૧૮
પ્રેમ પંથમાં કાંટો કપટી ન સારોરે રસીયાજી
આવડું શીદ કર્યું જ્યારે નોતું જાયું હો રંગ રસીયાજી. ૧૯
વીરહ વનદાંમ ધીકું છું નીસ દહાડોરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમજી મુને દહાડો હો રગ રસીયાજી. ૨૦
ફાગણ કેસુ ફુલ્યાં હુ કરમાણીરે રસીયાજી;
આ વનમાળી પિયુ સિંચ્યું ન પુરૂં પાણી હો રંગ રસીયાજી ૨૧
વસંત ઋતુ તો સહુને વહાલી લાગેરે રસીયાજી;
તમ પાખે મને બાણુ રૂદેમાં વાગે હો રંગ રસીયાજી, ૨૨
અબીલ ગુલાલને કેસરના રંગ ઘોળીરે રસીયાજી;
વિલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી હો રંગ રસીયાજી. ૨૪

સુખની રૂતુ શોક્યની સંગે સોહીએરે રસીયાજી;
ધ્રુસકડે રોવું તો હમારે જોઇએ, હો રંગ રસીયાજી. ૨૪

પ્રથમ થકી પ્રભુ શે નવ નાખ્યાં મારીરે રસીયાજી;
દાસ દયાના પ્રિતમ આ ગતી ધારી હો રંગ રસીયાજી. ૨૫

ચઈત્ર ચંદ્ર કીરણ સહુને સુખકારીરે રસીયાજી;
એકલડીને લાગે નેહ કટારી હો રંગ રસીયાજી ૨૬

સુખકારી હતા તે સહુ દુખ દેછેરે રસીયાજી,
જોઇ જોઈ સંભારી સુખ આંસુ વહે છે હો રંગ રસીયાજી. ૨૭

કરે કોય શું કરમ તણો એ દોષરે રસીયાજી
સો દરપણ પણ ન આણો રોષ હોય હો રંગ રસીયાજી ૨૮
આ દહાડા ક્યાં મુક્યા હતા સંતાડીરે રસીયાજી
જોબન અવસર આવો આપ્યો દહાડી હો રંગ રસીયાજી ૨૯

તમો કહેતાં તે અમો માનતાં સાચુંરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ કીધું કાચું હો રંગ રસીયાજી. ૩૦
વઇશાખે વૃજ સુનું સઘળું દીશેરે રસીયાજી
જન ઝાઝા પણ કોને મન જઇ હીસે હો રંગ રસીયાજી ૩૧

સરવે સરોવર સુકાં ચાતક લેખેરે રસીયાજી;
ચંદ્ર વીના જેમ ચકોર ઉજ્જડ દેખે હો રંગ રસીયાજી. ૩૨
વીત્યું હોય તે એ સાચું પરમાણેરે, રસીયાજી
પીડ પ્રસુતાની શું વંઝા જાણે હો રંગ રસીઆજી ૩૩

વીરહ વેદના ઘણી કઠણ બહુ દુખથીરે રસીયાજી
વેઠે તે જાણે ન કહેવાય અમુકથી હો રંગ રસીયાજી. ૩૪

સ્નેહ તણા ઘા મલમ થકી ન રૂઝાયરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગ રસીયાજી. ૩૫
જેઠ માસે તો સહુ સરોવર સુકાં રહે છેરે રસીયાજી;
મુજ લોચન ધારા નવ સુકી વ્હે છે હો રંગરસીયાજી. ૩૬
ગ્રીસ્મરૂતુને તાપે તન અકળાયરે રસીયાજી;
પવન ફુવારાથી તે સઘ સમાય હો રંગ રસીયાજી. ૩૭
ગ્રીષ્મતાને દીપ વાલુથી વામેરે રસીયાજી;
વિરહ વન્હિ આ પવને વૃદ્ધિ પામે હો રંગ રસીયાજી ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર સમાયરે રસીયાજી;
તાતુ તેલ મળે જ્યમ ભડકો થાય હો રંગ રસીયાજી. ૩૯
પ્રેમ પાવકની પીડ સહુ દુખથી અળગીરે રસીયાજી.
દાસ દયાના પ્રિતમ તમ વળગી હો રંગ રસિયાજી; ૪૦
અષાડ માસે અતી ઉંડું દુખ સાલેરે રસીયાજી;
પંખીડાં પણ મળીને માળા ઘાલે હો રંગ રસીયાજી. ૪૧
કોને કહીયે ને કહે અદેખાં ડરીએ રસીયાજી,
અંતર આગે ઢાંકયા ધીકી મરીએ હો રંગ રસીયાજી. ૪૨
કીડો કાષ્ટ જ્યમ ખોંખુ કરે ખાઇ આધુંરે રસીયાજી;
તેમ વીરહ કીડે કાળજ કરડી ખાધું હો રંગ રસીયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સહુ કોઇ દેખેરે રસીયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે હે રંગ રસીયાજી. ૪૪
જે જાણે તે મુરખ કહે એ વાતરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ દુખ બહુ ભાત હો રંગ રસીયાજી. ૪૫
શ્રાવણ માસ સરવડે વરસ્યો મંદરે રસીયાજી.
પાવસરૂતુ શોભા થઇ વૃંદાવન હો રંગ રસિયાજી ૪૬
વૃક્ષે વળગી વેલ હું નવ છોડીરે રસિયાજી,
દઇવે મારી બેલ તો નાંખી તોડી હો રંગ રસિયાજી. ૪૭

એક દીવસ આપણુ ત્યાં વાતે વળગ્યાંરે રસિયાજી;
ગન વરસ્યો ભીંજ્યા પણુ ન થયાં અળગાં હો રંગ રસીયજી ૪૮
મેં પણુ સીત સહેવાઇ નહી ધણું કંપીરે રસીયાજી:
ત્યારે તમે મુજને લઈ રદીયાશું ચાંપી હો રંગ રસીયાજી. ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે રસીયાજી;
દાસ દયાના પ્રીતમ વિસારી શામાટે હો રંગ રસીયાજી ૫૦
પુરૂષોત્તમ માસે આશા તમારીરે રસીયાજી;
પુરવ પુન્યે થશે જુઓ મન વિચારી હો રસીયાજી. ૫૧
આતુર જન સંતોખો કરી સનમાનરે રસીયાજી;
અધરામૃત પાઇ આપો જીવતદાન હો રંગરસીયાજી, ૫૨
આ એક માસતો પુન્યદાનનો દહાડોરે રસીયાજી;
પ્રભુ પધારતી શેવી કરૂ કર ટાહાડો હો રંગ રસીયાજી. ૫૩
અવર દેવ શેવ્યાની શ્રદ્ધા છે નહીરે રસીયાજી;
પુરૂષોત્તમ પરણીને અવર ધટે નહી હો રંગ રસીયાજી. ૫૪
પ્રાણુ જશે તોયે તમ વિના નહી ભજીયેરે રસીયાજી;
દાસ દયાના સ્વામી એમ સમજીએ હો રંગ રસીયાજી. ૫૫
ભાદરવે ભડ વરસે ચપળા ચમકેરે રસીયાજી;
એક સમે હું આવી પાયલ ઝમકે હો રંગ રસીયાજી. ૫૬
હુ ભીની સુધી ધન વરસ્યો આકાશેરે રસિયાજી;
પીતાંબર હોરાડી લીધી પાસે હો રંગ રસિયાજી. ૫૭
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે રસિયાજી;
વિઠલ પણુ કાંઇ કહું છું નથી રહેવાતું હો રંગ રસિયાજી. ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે રસિયાજી;
પગે લાગી કહું છું ફરી ફરીને હો રંગ રસિયાજી. ૫૯

વિરહ દુઃખ નથી સેહેવાતું હવે આવોરે રસીયાજી
દાસ દયાના પ્રીતમ શું તલસાવો હો રંગ રસીયાજી. ૫૦
આશ્વિન આવ્યો સઘ મારા સુખકારીરે રસીયાજી,
વામ આંલખડી ફરકે છે કાઇ મ્હારી હો રંગ રસીયાજી. ૫૧
રાસ રમણુની રૂતુ આવી તમો જાણોરે રસીયાજી;
બિહારી લીલાના સુખ માણો હો રંગ રસીયાજી. ૫૨
સરદ પુનમની નીશે પુરણ શશી પ્રગટયોરે રસીયાજી;
તમથી રમતાં સુખ દુઃખ મહારાં મટશે હો રંગ રસીયાજી. ૫૩
કરૂણાનિધી છો માટે કરૂણા કરશોરે રસીયાજી;
વાહાલાંની વિનતી રૂદેમાં ધરશો હો રગ રસીયાજી. ૫૪
આનંદ ઉપન્યો ઉરમાં વાલમ વસીયારે રસીયાજી;
દયાના પિતમજી મને મળીયા હો રંગ રસીયાજી ૫૫

## (૪) ગોપીઓની સ્તુતીના મહીના.

( કારતકે કાજલને તજ્યું એ રાગ. )

કારતકે કોટી કલ્પના કરીએ ગોકળીઆમાં ઘેલાં થઇ ફરીએ;
સુખ દુઃખ સર્વે સહી રહીએ, ઓધવ મારી સ્તુતી કહેજો;
દુઃખરે મારૂ દીલ મધે લેજો. ઓધવ૦ ૧
માગશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે,
કે રજની રમીશું તમારી સાથે, ઓધવ૦ મારી સ્તુતી કહેજો. ૨
પોશે તો ધીરજ કેમ ધરીએ, કહોતો વાલા વિખડા પીઈ મરીયે,
જીવણ વિના જીવીને શું કરીએ, ઓધવ મારી સ્તુતિ કહેજો. ૩
માહેતો મીત્રી તોડી મારી, વાલે મારે કુબજા કરી નારી;
આશું કીધું મોહન મોરારી, ઓધવ મારી. ૪

ફાગણ ફીકર કરૂં મનમાં, દીવસ રાત ચિંતા મનમાં;
વછુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ મારી૦ ૫
ચઈતરે ચીત કરે ચાળા, મૂકી ચાલ્યા મોરલી તો વાલા;
દરશન તમે દોની નંદલાલા. ઓધવ મારી૦ ૬
વઈશાખે વનમાં કોયલ બોલે, તેથી મારાં ત્રણભોવન ડોલે;
જોબન મારૂ જાય છે જકજોલે. ઓધવ મારી૦ ૭
જેઠે તો જળ ભરીઆં નેણે, બંધન મારા હરીવરને કહેણે;
ખટકે વાલા નાથ તણે મેણે. ઓધવ મારી૦ ૮
આષાડે તો ઈંદ્રધારે વરસે, પીઊ વીના મન મારૂ તલસે;
મોહનવર મેહેર હવે કરશે. ઓધવ મારી૦ ૯
શ્રાવણ સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળીયામાં થઈને ફરૂ ઘેલી. ઓધવ મારી૦ ૧૦
ભાદરવે ભૂધર ભેટો હમને, ઝાજુ હવે શું કહીએ તમને;
વાયદો કરી વાલા અમને. ઓધવ મારી૦ ૧૧
આસો માસે આવી દીવાળી, ઘેરરે આવ્યા મોહન મોરારી;
હળીમળી સહુ સખી લ્યો તાળી. ઓધવ મારી૦ ૧૨
બારેરે માસે રાગે તો કરીયા, દાસ રણછોડના સ્વામી મળીયા;
તેથી મારાં જનમ મરણ ટળીયા, ઓધવ મારી૦ ૧૩

---

## (૫) પતીને પરદેશ જવા દેવા વિશેના મહીના.

( ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ. )

કારતક મહીને અબળા કેહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામી નાથજો;
હીમાળુ વા વાયોરે હલકી ટાઢમાં
શું શોધો પરદેશ જવાનો સાથજો,

એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં.
માગશર મહિને હોંશ ઘણી મન માહ્યરે,
રસીયા સંગ રમ્યાની મોજમ રાતજો;
ઘુંઘટડો કાઢીરે ઘર આગળ ફરૂં,
પાયુ મેલો પરદેશ જવાની વાતજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં.
પોશે જે અબળાને પીઉડે પરહરી,
તે નારીનાં પુરણ મળીયાં પાપ જો;
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે,
મૈયરમાં નવ ગોઠે માને બાપજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં.
માહા મહીને નવ કરીએ નાથ મુસાફરી,
ઘણો સાટે જઇ લાવો ખોરી જારજો;
બ્હેંચીને જમશુંરે મારા વાલમા,
જરૂર નહી જાવા દેઉ ઘરથી બહારજો;
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં,
ફાગ રમે ફાગણમાં નરને નારીયો,
ઘેર ઘેર નૌતમ કૌતક નવલાં થાય જો;
જે નારીનો નાવલીઓ નાશી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં.
ચઇતરમાં ચતુરને પંથ ન ચાલવું,
જે ઘેર નારી સારી ચતુર સુજાણજો;
વાહાલપણે વચને પીઉને વશ કરે,

નીરધાર્યું તે પડયું રહે પરીઆણજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૬

વાવલીયા વાયા તે પીયુ વઇશાખના,
રજ ઉડેને મારૂ માણેક મેલું થાય જો;
નથનીનું મોતીરે હીરો હારનો,
કહો પરલાયે તે કયમ ધીર્યો જાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૭

જેઠે તો પરદેશ જાવું દોહલું,
ધોમ ધીખેને લાય એવી લું વાય જો;
કોમળ છે કાયારે મારા કંથની,
વણ શીંચ્યાં જેમ ફુલડીયાં કરમાયજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૮

અંબર ઘન છાયોરે માસ અષાડમાં,
મોર બોલેને મેહ વરસે મુશળ ધારજો;
કચરોને કાદવરે મચી છે મેદની,
પંખી માળા ઘાલે ઠારો ઠારજો,
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૯

શ્રાવણમાં શીવ પુજીને મુખથી માગીએ,
વા'લાનો નવ થાજો કદી વિજોગ જો;
ઉમીઆના સ્વામીજી આપો એટલું,
સાસુના જાયાનો નીત સંજોગજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૦

ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીરજો;
એવારે દીવસ એળે નવ કહાડીએ,

વાત વિચારી જુઓ નણંદના વીરજો.
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં. ૧૧

આસોના દીવસ તો આંત રળીઆમણા.
ખાવું પીવું કરવા નવલા ખેલજો;
ભેગા બેસી જમીએ રમીએ સોગટે,
છાતીમાં ભીડીને રાખું છેલજો,
એ મહીને નવ જઈએ પીઉ પરદેશમાં. ૧૨

માસ અધીકમાં અધીકપણું શું કીજીએ,
શેહો જોડીને નેણ સંગાથે નેણજો,
જેમ ન છુટે છુટો કાચ બીલોરનો,
દાસ દયાના પ્રિતમ જાણ પ્રવિણજો;
એ મહીને નવ જઇએ પીઉ પરદેશમાં ૧૩

## ભરથજીના મહીના ચાલ લાવણી ( ૬ )

ચઇતર પીછલે પોર રામનોમિકો જન્મ લીયા,
અવધપુરી સુખધામ સખી મિલ મંગળ ચાર કીયા,
ખબર જબ દશરથ પાઇરે ખબર.
દેતદાન ગજરાજ ગેદીન ઘોડેકી બીઆઇ;
સભા સબ ફુલનસે છાઈ,
કરમ લેખના મીટે કરો કોઇ લાખ ન ચતુરાઇ;
રામ ચલે બનબાસ રોવત કઉશલ્યા માઈ, ટેક. માસ ૧
લગતહી વઈશાખ કેકઇ બાવર કરદારી,
ધીક જીવણ ધિક્કાર ભયા જદ તુમસે મા તારી,
દુઃખ તુમ નગરિકો દીનોરે,
તીન લોકકે નાથ રામ તીને બનવાસી કીનો.
કુમત કુમત એસી બન આઇ, કરમ. રામ. માસ. ૨

જોઠ પંચ મિલ કહે ભરથકુ ગાદી બેઠ રહો;
ભરત ધરત કાનપર હાથ પંચ મેરી ગરદન મત મારો.
સરે નહિ એ બાતન કાજા,
હમતો હરિકે દાસ રામ અજોધ્યાકે રાજા
બાત એ સબકે મન ભાઇ. કરમ. રામ. માસ. ૩

અષાડ આશા રામ મિલનકી મનમે લાગ રહી,
ાઇ રામ બન મોહી બતાવો ભરત બાત કહી;
નગરકે નર ઓર સબ નારી.
રથ ડોલે ગજરાજ રાજ, સબ ભરથ સંગ તઇયારી;
નદી મુની સાગરકુ ધાઇ. કરમ. રામ. માસ. ૪
શ્રાવણુ શીંગમેર પૂર પહોંચે, ભીડ ભઇ ભારી;
ભીલન જોર કટક દળ સોજે લડનેકી તઇયારી,
ભરથસે પુછ કરાર કરો;
રામ શીયા કે કાજ નીકટ તુજ ગંગા તીર મરો.
ખબર જબ ભરથને પાઇ, કરમ. રામ. માસ. ૫
ભાદો ભીલ ભરથસે ભેંટ, ભક્તિ જામી મનમે
કંદનુળ ફલફુલ ભરતસે ભેટ કરે બનમે;
ભરથને આગે કર લીને,
ભરથ રાજ મુની બસ પ્રાગમે, જાય દરસ દીને. ૨
પ્રાગકી દુનીઆ ઉઠ ગઇ, કરમ. રામ. માસ. ૬
કુવારકીએ બીજ મારા મુની પુછે કુસલાયે;
દો કરજોડ પ્રક્રમા કરે કૌસલ્યા માતાયે;
હમારો જીવન સુફળ ભયો,
ઇતની બાત સુન મુની સબ, આસરબાદ દીઓ. ૨

ભરતકુ માતા સમજાઇ, કરમ. રામ. માસ. ૭

કારતીક કુચ પ્રાગશે કીયો, ચીત્રકોટ આયે,
અંગ ભભુત માથેપર જટા, રામ લક્ષમણને પાયે,
ભરથ શીર ચરણોપે લાયે,
ચરણ ઉઠાય હીરદેસેં લગાયે, નેનન નીર બહાયે. ૨
સીંધાસન બેઠે રઘુરાઈ. કરમ રામ. માસ. ૮

અંગહન વારમવાર ભરથકુ રઘુબર સમજાગે;
જાવ અજોધ્યા રાજ કરો તુમ મુની સબ સુખ પાગે;
ભરથ તુમ લોટ જાવ ભાઇ, બારા બરસ બીત જાયગે તે પીછે
હમ આઇ, ભરથસે એસી સમજાઇ. કરમ. રામ. માસ. ૯

પોસે આશા રામ મીલનકુ, જુર ગઇ બીર ઘની;
ગુરૂ વશીષ્ટ મુની સમજાવે કહે અપની અપની,
બીનતી બોત ભાત કીની,
રામ કંપાપતી ચરણ ખરાવું, ભારથકુ દીની. ૨
ભરત તુમ લોટ જાવ ભાઈ. કરમ. રામ. માસ. ૧૦

માહા મનાયે માન ગયે હે, ભલે લગે એ રમા;
જનકપુરકુ લનખ પોહોચે ભરથ અજોધ્યા ગામ. ૨
ખરાવું ગાદી ધરદીની,
રામચંદ્રસે અધિક તપસ્યા ભરથને કીની,
બડાઇ ચેહીસે પાઇ. કરમ. રામ. માસ. ૧૧

લંકા માર ગરદ કર ડારી રાજ વીભીષણકુ દીનો;
લોટકે અજોધ્યા આયે.
શીવ સનકાદીક યાદ મુની સબ દરશનકુ ધાએ;
ગાદી બેઠે રઘુરાઇ. કરમ. રામ. માસ. ૧૨

નએ શાલ અધીક મહીના અંગ હન ગહન પડે;
લાલનદાસ બાસ બરોલી; રામ રામ ઉચરે,
ભરતકી ચેહી બારા માસી,
સવૈયા સુનવધ તરે, કટે જમકી ફાંસી;
એદમેં એસી લખ આઇ, કરમ લેખ, રામ ચલે. માસ ૧૩

## નંદલાલના મહિના. (૭)

આવોને નંદલાલ રમવા આવોનેરે,
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે. ૧
કારતક તો તે કષ્ટેરે કહાડયો, ભરદરીએ જેમ જહાજ;
માગશર મહીને મારગડે મેલી, હવે અમારૂં કોણ છે એલી,
ગીરધર વિના થઇ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જીવન પ્રાણ તજું છું, લોકડીઆની લાજ લોપું છું;
સંસાર તાજ કરૂં છું, રમવા આવોનેરે. ૩
મહા મહીને મંદીરીયાંરે સુનાં, હરી વીના આસનીયાં સુનાં;
વાહાલા વિના જાય છે જોબનીયાં. રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી;
વહાલા વિના ખેલે કોણ હોળી, રમવા આવોનેરે. ૫
ચઇતરે મને ચિંતારે લાગી, સુની સેજલડીમાં ઝબકીને જાગી;
વાહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વઇશાખે વાવલીયારે વાયા, આંખ ઉઘાડી ચોદશ જોયાં;
આંસુડાં પાલવડે લોયાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે,
વહાલો મારો કાંઈ ન કહાવે, રમવા આવોનેરે. ૮

અષાડે હું અબળાને નારી, જોબન દરીઆ પુર છે ભારી;
પિયુનાં વચનને વિસારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણેરારે જારશે;
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦
ભાદરવો ભર દરીએરે ગાજે, નીલાં વન નવપલ્લવ છાજે;
વહાલો મારો કાંઈ ન લાજે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે દેવ દીવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી;
વહાલા વિના તે જમે કોણ વાળી, રમવા આવોનેરે. ૧૨

## કૃષ્ણના મહિના. (૮)

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;
કુબજા કેમરે ગમે કાળી, આવો હરી રાસ રમો વહાલા. ૧
માગસર મારગડે રમતાં, ભેળાં બેસી ભોજનીયાં જમતાં;
હવે હરી કેમ નથી ગમતાં, આવો હરી૰ ૨
પોષે તો સોસ પડયા અમને, ત્રીકમજી શું કહીએ તમને;
દીલાસા શારે દીધા અમને, આવો હરી૰ ૨
માઘે મહા અંધારી રાત્યો, ફુલડાંએ બીછાવી ખાટયો;
વહાલે લીધી મથુરાંની વાટયો, આવો હરી૰ ૪
ફાગણે ફેર ફરે હાળી, પહેરણ ચરણાંને ચોળી;
ચુંદડી મારી કેશરમાં રોળી, આવો હરી૰ ૫
ચૈતરે ચિત્ત કરે ચાળા, મધુવન મોરલીઓવાળા;
દરશન દો ડાકોર તીરથવાળા, આવો હરી૰ ૬
વૈશાખે વાટલડી જોતી, ઉભી રહી મુશકડે રોતી;
પાલવડે આંસુડાં લોતી, આવો હરી૰ ૭

જેઠે જગજીવન આવે, વધામણી સહુ લોકો લાવે;
વહાલો મારો કશુંએ નવ કાહાવે, આવો હરી૦ ૮
અષાડે અબળા રહી ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો તે વાત થશે વાંકી, આવો હરી૦ ૯
શ્રાવણ તો સરવડીએ વરશે, નદીએ નીર ઘણાં ઢળશે;
વહાલો મારો શી રીતે ઉતરશે, આવો હરી૦ ૧૦
ભાદરવો ભલીપરે ગાજે, વહાલા થઇ વિહવળ તમ કાજે;
વહાલો મારો જરીએ ના લાજે, ૧૧
આસો માસે આવી દીવાળી, સેવ વણું કે સુંવાળી;
વહાલા વીના આ શી દીવાળી, આવો હરી૦ ૧૨

## રાધિકાના મહિના. (૯)

કહોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણી કોણ ગાશે, કે જુમના જાવાદો પાણી. ૧
કે માગશરે મન મારૂં મળીયું, કે વિખીઆ ભાવ થકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જુમના. ૨
કે પોષે સોસ પડયા અમને, વહાલા મારા શું નમીએ તમને;
કે દીલાસા દીધા છે અમને, કે જુમના. ૩
કે માઘે મકર તણે માતે, કે ફુલડીયાં વેરંતી ખાંતે;
કે વાહાલાજી મારાં મથુરાંની વાટે, કે જુમના. ૪
કે ફાગણે ફેર ફરે હોળી, કે આછા ચરણાંને ચોળી;
કે ચુંદડી કેશરમાં રોળી, કે જુમનાં. ૫
કે ચઇતરે ચતુરા ચિત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તોયે મારે વહાલે કીધી નરતી, કે જુમના. ૬

કે વઇશાખે વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા,
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમનાં૦ ૭
જેઠે જુગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
વાહાલાજી મારા કશુંએ ના કાવ્યા. કે જુમનાં૦ ૮
અષાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વીચારો હવે વાત થશે વાંકી, કે જુમનાં૦ ૯
શ્રાવણ સરવડીએ વરસે, કે નીર નદીએ ઘણાં ઢળશે;
કે કોયલડી ટહુકલીઆ કરશે. કે જુમનાં૦ ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, સઇયર ઘેર વલોણું વાજે;
તે તો મારા રૂદીયામાં દાજે, કે જુમનાં૦ ૧૧
આસોની રજની અજવાળી, કે સેવ વણું કે સુંવાળી,
કે વહાલા વિના આ શી દીવાળી, કે જુમનાં૦ ૧૨
કે રાધાના હાથ સોનાની ચુંદડી, રમતાં દીસે છે રૂડી;
દુઃખરે સરવે ગયાં છે બુડી, કે જુમનાં૦ ૧૩

---

## બહુચરાજના મહીના (૧૦)

ચઇતરે ચીત ઘણું બાંધુ, નમી નમી બહુચર આરાધું;
મન મારૂં ગોખે જઈ લાગ્યું, શેવોને શંખલપુર રાણી.
વઇશાખે વાવલીયા વાયા, માજીના ઘઢ તળે આવ્યા,
અંબાજીની મોટી છે માયા. સેવોને. ૨
જેઠે તો જુગતી છે સારી, હરીહર બ્રહ્મ થકી વારી;
ગોખ ઉપર જાઉં બલીહારી. સેવોને. ૩
અષાડે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદભુત વાજે. સેવોને. ૪

શ્રાવણ સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો. શેવોને. ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, સેવકને સનમુખે થાજ્યો;
બુડતાં બાવલડી સાહાજ્યો. શેવોને, ૬
આસો માસે આવી દીવાળી, આવ્યાં છે અંબાંને કાળી;
ગરબે રમે મોટાં માહાકાળી. શેવોને. ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે. શેવોને, ૮
માગશર માનસરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે,
સેવકની મા કરજો સાહે. સેવોને. ૯
પોષે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કૌરવ સરવે ગયા હારી, શેવોને. ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂં રહે છે ભમતું;
મન મારૂં માજીમાં રમતું શેવોને. ૧૧
ફાગણે ફર ફરતી હોળી, પહેર્યાં માએ ચરણાંને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી. શેવોને. ૧૨
બારે માસ પુરણ કીધા, દહીતને દંડ ભલા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા. શેવોને. ૧૩
આસો સુદ બીજને બુધવારે, બારે માસ રચા નીરધારે;
વલ્લભની કરજો મા વાહારે, શેવોને. ૧૪

---

## થોભણદાસના મહીના. (૧૧)

કારતકે કોડામણીરે, શીળો પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરીની વિનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧

માગશર મેલી ગયારે, પીઉ ગયા પરદેશ વાલા;
ભરજોબનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા, ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સહીયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે, સોળસેં ગોપીઓનો નાથ વાલા. ૩
મહા મહીને મન માહરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
શમણાં લાગ્યાં શ્રી રામનાંરે, દીઠા જાદવરાય વાલા, ૪
ફાગણ માસે ફરકીયાંરે, વાગે છે તાલ મરદંગ વાલા;
મધુરીશી વગાડે વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવંદ વાલા. ૫
ચઈતરે ચિંતામણીરે, નાવ્યો નાવલ હાર વાલા;
કોઇ લાવે પીઉની વધામણીરે, આપુ એકાવળ હાર વાલા. ૬
વઇશાખે વન વેડીયાંરે વેડી છે દાઢમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટહુકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાના રણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
લંકામાં જવાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮
અશાડ માસ ભલે ઉલટયોરે, થાય વીજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી ભેની વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નીરમળ નીર વાલા;
ભીંજે તે રાણી પદમણીરે, ભીજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે શીતળ થયાં શરીર વાલા;
મોરાદે ભીંજાયા ઘર આંગણેરે પીઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દીવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લેલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પુરા થયારે, આવેલો અધીક માસ વાલા;
ગાય શીખેને સાંભળેરે, વિનવે યોભણદાસ વાલા. ૧૩

## શ્રી અંબાજીના મહીના (૧૨)

| | |
|---|---|
| કારતક માધે કરૂણા કરો મુજ માતરે | મા અંબાજી ૧ |
| અલબેલી અંબા સાંભળ મારી વાતરે | મા અંબાજી |
| વાત સાંભળીને સમરૂં, શ્રી હરીનાથરે; | મા અંબાજી |
| તારા દરશનની મને મોટી અંબા આશરે | મા અંબાજી ૨ |
| માગશર માસે મન મળવા અકળાયરે | મા અંબાજી |
| તારી ઇચ્છા કરતાં અંબા દીન વહી જાયરે | મા અંબાજી ૩ |
| દીન વહી જાયને આશા મુજને મોટીરે | મા અંબાજી |
| તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે | મા અંબાજી ૪ |
| પોસ માસે મુજને મળવા સોશરે | મા અંબાજી |
| મુજ રાંક ઉપર શો ધરવો માજી રોશરે | મા અંબાજી ૫ |
| રોશ ન ધરીએ તમે દેવી છો દયાળરે | મા અંબાજી |
| જેનું નામ ધરાવે શેવકજન પ્રતીપાળરે | મા અંબાજી ૬ |
| માહ મહીને કાંઇ વરત સાંભળ્યાં તમારાંરે | મા અંબાજી |
| મા શું જુઓ છો કુડાં કરમ અમારાંરે | મા અંબાજી ૭ |
| કુડાં કરમની કરણી છે મધ્યાનરે | મા અંબાજી |
| તારા દરશનનું મને મોટું અંબા ધ્યાનરે | મા અંબાજી ૮ |
| ફાગણ માસે ફરી ફરી ઉલટે અંગરે | મા અંબાજી |
| રંગ ભર્યાં મનડાં નવ કરશો ભંગરે | મા અંબાજી ૯ |
| ભંગ ન કરશો તનડું અમારૂં તલખેરે | મા અંબાજી |
| ચીત અમારૂં ચરણે આવી અટકેરે | મા અંબાજી ૧૦ |
| ચઇતર મહીને ચીંતા મુજને ઝાઝીરે | મા અંબાજી |
| જનમ ધરી નવ નીરખ્યાં અંબા માજી | મા અંબાજી ૧૧ |
| નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે | મા અંબાજી |
| મા વળતાં ક્યાંથી દેખીશ માનાં રૂપરે | મા અંબાજી ૧૨ |

વૈશાખ મહીને વરસ જાય દેહ નાહીરે — મા અંબાજી
મા હવે વળતી વેળા રહી છે માઠીરે — મા અંબાજી ૧૩
વેળા માઠી માથે મોટું દુખરે — મા અંબાજી
વળતી ક્યાંથી દેખીશ માના મુખરે — મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠરે — મા અંબાજી
નહીં તેડો તો જીવણ જાશે વેઠરે — મા અંબાજી ૧૫
વેઠ થાશે ને મીથ્યા થાશે જનમરે — મા અંબાજી
ભાગ્ય નથી પણ ઓછા મારાં કરમરે — મા અંબાજી ૧૬
અષાડ માસે અટક ન ધરીયે માતરે — મા અંબાજી
તારા દરશન માટે તલસે મારૂ તનરે — મા અંબાજી ૧૭
તન તલસે ને દયા ન આવે મારીરે — મા અંબાજી
મા દયાળુ દીલથી શું મુકો છો કાઢીરે — મા અંબાજી ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે — મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે — મા અંબાજી ૧૯
મા સંઘ ભરાયને સઉને ઇચ્છા થાયરે — મા અંબાજી
મા પાપી હોય તે નીશ્ચે પાવન થાયરે — મા અંબાજી ૨૦
ભાદરવામાં શીદને મન ભરમાવોરે — મા અંબાજી
તારા દુરલભ દરશન આપી તાપ સમાવોરે — મા અંબાજી ૨૧
તાપ સમાવી સીતળ કરજો છાંયરે — મા અંબાજી
શીશ નમાવતાં પ્રાશ્ચીત પ્રલે થાયરે — મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વેહેલીરે — મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે — મા અંબાજી ૨૩
હેલી કરીને પુરો મનની આશરે — મા અંબાજી
સેવકજનને તેડો તમારી પાશરે — મા અંબાજી ૨૪

મારા બારે પુરણ કીધા માતરે | મા અંબાજી
મા વીશ્રામપરી વીશ્વાસ ન કરશો ધાતરે | મા અંબાજી ૨૫
તેરમો મહીનો પુરષોતમ કહેવાયરે | મા અંબાજી
મા હરી પ્રતાપે પુરષોતમ સહુ ચહાયરે | મા અંબાજી ૨૬
આરાસુરમાં નીત આનંદ થાયરે | મા અંબાજી
કરજોડીને બાપુ સેવક ગાયરે | મા અંબાજી ૨૭

## સીતાજીના મહિના. (૧૩)

### સાખીઓ.

મારા શ્રામ સુંદર શ્રી રામરે, કેને આશ્રરે રહીએ;
મારા પલ પલ માની પ્રમાણુરે, લલના સંગ લઇએ,
થર બાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક.
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
તાગથી જેમ તોડીએ, પણ મળવાને મન અકળાયરે. મા ૧
જોબન દરીઆ ઘુઘવે, પીયુ દેશાવર દુર;
અણજાણ્યા અનુભવી, તે શું નીરતું જાણે તુરરે. મા ૧
માગશરે ઘેર વિજોગણી, પીયુ પરદેશ પ્રયાણ;
ખવાગે અળગુ ખોળીયું, જેના પરવશ પડીયા પ્રાણરે. મા ૩
જળથી જુદી માછલી, રાખો કરી વિવેક;
વારૂ મારા વાલમા, એવા પ્રાણ ન રહે પલ એકરે. મા ૪
પોષે પ્રીતમ પ્રીતડી વીરહ બાણુ વા વહાય;
એ ઘાયલનો અંત નહિ, એનું તન તરફડીયાં ખાયરે. મા ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પેહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગરે. મા ૬

માઘે મન તલશે ઘણું, ઝુરે વીજોગણ નાર;
લક્ષ વીંછીની વેદના, ઉપજે ચીતમાં અનેક વિચાર. મા ૭
પ્રાગણ હોળી શલતી, શગણ રમે સઉ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હૃદયે હોળી મારે હોયરે. મા ૮
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહી ઝાળ;
વલખાં મારે વીધવીધે, જેને ડસીઓ વીરહ વ્યાધી વ્યાળરે. મા ૯
ચઇતિર ચકોર ચીતની, શશી વીદેશી શામ;
ભરજોબનમાં એકલી, એતો દાઝયા ઉપર જેમ ડામરે. મા ૧૦
સુભાગીઆં જે સાસરા, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વસીએ એકલાં, રાણીજાયા જનમની એ રીતરે. મા ૧૧
વા વાયા વઇશાખના, આંબે આવી શાખ;
ભોગી ભમે વીદેશમાં, થાય હૃદય બાળી ખાખરે. મા ૧૨
મુંગાને સ્વપ્નું થયું, મનમાં રહી મુંઝાય;
પ્રીતીનું તો પારખું, જે જીભે કહ્યું નહી જાયરે. મા ૧૩
જેઠ તણા તડકા પડે, લાય જેવી લુ વાય;
સુના મંદીર માળીયાં, સુની સેજડી ખાવા ધાયરે. મા ૧૪
જાય ન રજની દીન જાતાં, રાત ગયે દીન ન જાય;
વીરહ દુઃખ મહાદેવના, એતે નજરે જોઈ કેમ જાયરે. મા ૧૫
અશાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય;
બપઇયા પીઉ પીઉ કરે, સુણી વિરહણી વ્યાકુળ થાયરે. મા ૧૬
દેવ દાનવ પશુ પક્ષી, માનવ તો કોણ માત્ર;
જીવતાં પ્રેત વીજોગીયું ગાળે વિરહ વિરહીજન ગાત્રરે. મા ૧૭
શ્રાવણ વરસે શરવડે નદીએ આવે નીર;
લીલી ભુમી ભાસે ભલી, ગાજે તરૂવર ઘોર ગંભીરરે. મા ૧૮

ઘોર અંધારી રાતડી, ઝરમર વરશે મેહ;
આંખેથી આંસુ ઢળે, જેનો સ્વામી ગયો તજી સ્નેહરે. મા ૧૯
ભાદરવો ગાજે ભલો, રાજવી સહુ વધભોગ;
રંગમાં રઉરઉ રોગ એ, જેને વાહાલાનો થાય વીજોગરે. મા ૨૦
ચંપા ચંબેલી મોગરા, નવ પલ્લવ વન વહાય;
વીરહણી જાત જવાસીઓ, તેતો શોશે સુકાઇ જાયરે. મા ૨૧
આસો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર;
દીવસ દીવાળી દોહલા, તેતો જાણે જગ કીરતાર. મા ૨૨
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદભુત થયા, જયજયકાર જણાવે અનંગરે. મા ૨૩
મનમોહન અધીક માસથી, થાય પ્રભુ પ્રસન;
સંગ સીતા જેમ રાખીયા, તેમ ટળે વિરહ વ્યાધી દનરે. મા ૨૪

---

## લાલજીના મહિના.

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતર્યા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧
લાલજી માગશર મહીને મેહેલી મથુરાં ગયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૨
લાલજી પોષ મહીને પોપટ બેઠો પાંજરે,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૩
લાલજી માહા મહીનાની સેજલડી સુની પડી,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૪
લાલજી ફાગણ મહીને ઘેરઇયો ઘેરીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૫

લાલજી ચૈત્ર મહીને ચતરૂભુજ ચાલ્યા ચાકરીએ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૬

લાલજી વઈશાખ મહીને વાયે હીંડોળા ઝુલતા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૭

લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૮

લાલજી અષાઢ મહીને અબળાને સુખ આપજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૯

લાલજી શ્રાવણ મહીનો શરવડેથી વરશીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૦

લાલજી ભાદરવો તો ભલી પેરે ગાજીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૧

લાલજી આસો માસે દિવાળી ભલે આવીયાં,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૨

લાલજી ફુલવાડીમાં રંગી લાલમ લાકડાં,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૩

લાલજી તેનીરે ધડાવું નવરંગ પાવડીઓ,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૪

લાલજી પાવડીઓ પેહરીને માહારે મોલે આવજો,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૫

લાલજી પાવડીએથી રડયા ખડયા તો ભલે પડયા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૬

લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા,
ઓ લાલ વહેલા આવજો હો લાલ ૧૭

## વઇરાગના મહિના.

કારતક આવ્યો એ સખી, સજીએ સોળ શણગાર;
ઓઢવાને નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ટેક
માગશરે મુકી ગયા, મનમાં ન આણી મેર;
રીસ કરી મથુરાં ગયા, કુબજા શું કીધી લેહેર. ૧
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૨
પોષ મહીનાની પુનમે, સમણા લાગ્યાં સાર;
શોભે શણગાર પ્રભુ મેં ધર્યા ના આવ્યા દીનદયાળ. ૩
કો હરી કેમ રહું એકલી મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૪
મહા મહીનાની સેજમાં, આવી વેરણ રાત;
હઇડે મારા વીસરી, રમશું કોની સંગાથ. ૫
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૬
ફાગણ ફુલ્યો ફુલડે, વનમાં કેશર લાલ;
કસ્તુરીનાં છાંટણાં, ઉડે છે અબીલ ગુલાલ. ૭
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૮
ચયતર ચંપો મોરીયો, મોરી છે દાડમ દ્રાખ;
કોયલડી ટઉકા કરે, ભમર કરે ગુંજાર. ૯
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૦

વઇશાખે વાયા વાદળાં, તપે રાધાજીનું તનુ;
રાધા બોલડા લેઇ રડયાં, નથી બોલ્યાનું મન. ૧૧
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૨
જેઠ મહીને જદુરાયજી, છુટી રાધાજીની વેણુ;
રાધા બોલડા લઇ રહ્યા, નથી બોલ્યાનું મન. ૧૩
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૪
અશાડ આવી ઉલટયો, મેઉલે માંડી છે મોર;
ગોરી ભીંજાય ઘર આંગણે પીઉ ભીંજાય પરદેશ. ૧૫
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું; જાણે લઉ વઇરાગ. ૧૬
શ્રાવણ વરસ્યો સરવડે, નદીએ નીરમળ નીર;
સુપનાંતરમાં દેખીઆ, હરી હળધરના વીર. ૧૭
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૧૮
ભાદરવો ભલે ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ;
વીજલડી ચમકા કરે, ચોદસ ચાલ્યા નીર. ૧૯
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૨૦
આસો માસે નવરાતડી નવ દહાડા નવ રાત;
સઉ ગોપીઓ ટોળે મળી માંડવલી મંગળ ગાય. ૨૧
કો હરી કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉ વઇરાગ. ૨૨

# ભાગ ૨ જો.

## નરસિંહજી મહારાજનો ગરબો.

### રાગ ઉપરનો.

ગણપતી સરસ્વતીને સમરૂ, બેઉ રહુ કરજોડરે;
નરસીંહનો ગરબો ગાતા, કોઇ માં દેશો ખોડ નરહરી લટકાળા,
ધણી મેહેર કરો મહારાજ, ગુણુનીધી છોગાળા. ટેક

લહારીપુરે દરવાજે જાતાં, જમણા હાથની ઓળરે;
રાજેશ્વર શીવાજીના સામી, નરસીંહજીની પોળ. નર ૨

શેહેર તણી છે શી કહું શોભા, વરણ વસે છે અઢારરે;
નરસીંહજીના રાજમાં, કોઇને દુઃખ નહી તલભારરે. નર ૩

ડોશીવાણીયા નાણાવટીને, ગાંધી સરધ્યા સારરે;
એઉ ઓળમાં બહુ છે વસ્તી સુઠગરને કંસાર. નર ૪

પુર્વ દીશાએ અષ્ટ ભુજાને ઉત્તર બહુચર ગાજેરે;
પશ્ચિમમાં તો પીર વસે છે, દક્ષિણ હનુમંત બીરાજે. નર ૫

ચાર દીશાએ જબરી ચોકી, બીજા દેવ અપારરે;
શેહેર વચે નરસીંહજી ગાજે, સઉ શ્રતરૂનો ભાર. નર ૬

સિંઘાસન આસન ઉપર, અલબેલો બીરાજેરે;
મંદીરની તે શી કહુ શોભા, નીત્ય ચોઘડીયાં વાજે. નર ૭

પિતાંબરે જરકશીના વાઘા, પાઘ કલંકી પટકોરે;
મોર મુગટને કાને કુંડળ, જોઇ ચિતમાં લાગે ચટકો. નર ૮

હીમ હીરાને માણેક મોતી, શોભાનો નહી પારરે;
આભુષણ શોભા દેખી, મન કરે વિચાર. નર ૯
નીત નીત શોભા નઉત્તમ નયણે જોતાં પહોંચે આશરે;
જમણે હાથે ઝોત દીવાની, અખંડ બારે માસ. નર ૧૦
નરસીંહજીની નીતી કહીયે, ત્રણ લોકથી ઝાઝીરે;
ઘીનાં ટાંકાં ઘેર ભર્યા પણ, નરસિંહ લોટપર રાજી. નર ૧૧
સમે આરતી શોભે કેવી, આનંદ સરખું થાયરે;
ઘંટને ઘડીયાળો વાગે, ગાન ગુણીજન ગાય. નર ૧૨
દસરાને દીવસે વહાલો, અંબાડીમાં બીરાજેરે;
અઇરાવતની શોભા દેખી, કામ કોટીક તો લાજે. નર ૧૩
આઠમ ચોઉંદશ દીવાળીયે, આનંદ ઓછવ થાયરે;
શ્રાવણ માસની શી કહું શોભા, એ ન વરણવી જાય. નર ૧૪
શ્રાવણ વદી ત્રીજને દહાડે, કાજળીનો મહીમાયરે;
પાછલી રાતે હીંડોળાના, ઘુઘરા છુટી જાય. નર ૧૫
કારતક માસની શોભા કહીએ, પ્રભુનું લગ્નજ થાયરે;
સુદ ચઉદશની દીવીયો જોતાં ગાત્ર નરમ થઈ જાય. નર ૧૬
ચઉદશની તો દીવીયોને પુનમનો વરઘોડોરે;
તુળશી વાડીયે દરશન કરવા, સજન સહુકો દોડે. નર ૧૭
ચારે પાસે ચમર ઢળે ને, બહુ બોલે છડીદારરે;
ખમા ખમા સહુ મુખથી કહે છે, શોભાનો નહી પાર. નર ૧૮
ઇંદ્રાદિકને નારદ સરવે, અંત્રીક્ષ જોવા આવેરે;
ધન ભાણુભાઇ ભાગ્ય તારૂં નિત્યે લાડ લડાવે. નર ૧૯
ધન તાત ધન માતા તારી, ધન તારો અવતારરે;

નીત્ય પ્રભુને લાડ લડાવે, ભાગ્ય તણો નહી પાર. નર. ૨૦
પરણાવીને પાછા વાળ્યાને, આવ્યા રાજ અવાસરે;
તરેહ તરેહની આતસબાજી, ઉડે પ્રભુની પાસ. નર. ૨૧
ત્યાથી પ્રભુ આગળ પધાર્યા, આવ્યા મંદીરે મોઝારરે
દેવ સર્વ વિમાને બેશી, કરે પુષ્પ વૃષ્ટિ અપાર. નર. ૨૨
મંદીર સામી શોભા કેવી દીપમાળની શોભેરે;
પોળ મધે મદનમોહનજી, દરશને મન લોભે. નર. ૨૩
દયા કરીને દરશન દેજો, અંગમાં ઉલટ આણીરે;
કષ્ટ મારા સહુ કાપી નાંખો, દાસ પોતાનો જાણી. નર. ૨૪
રંક ઉપર તો રીસ ન કરવી મેહેર કરો મહારાજ;
ગાંડો ઘેલો દાસ તમારો, બાંય ગ્રહ્યાની લાજ. નર. ૨૫
નરસિંહજીનો ગરબો ગાયો, સુણજો સહુ નરનારરે,
બેઉ કરજોડી શીવલાલ કહે, પ્રભુ ઉતારો ભવપાર. નર. ૨૬

---

## શ્રી કૃષ્ણના દશ અવતારનો ગરબો.

મારા કૃષ્ણજીરે લોલ કૃષ્ણ તે કંઠ કેર ઝુંમણુંરે લોલ;
હરી હૈયા કેરો હાર મારા વાલારે કૃષ્ણ વગાડે રૂડી,
વાંસળીરે લોલ ટેક.
મારા કૃષ્ણજીરે લોલ પહેલે રૂપે કાંનજીરે લોલ;
ધર્યો મચ્છતણો અવતાર મારાવાલારે, મચ્છે સમુદ્ર ગોળિયોરે લોલ
માર્યો સંખાતેસુર દઈત મારા વાલારે. કૃષ્ણજી
મારા કૃષ્ણજીરે લોલ બીજે તે રૂપે કાનજીરે લોલ.
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલારે.
કચ્છે સમુદ્ર મથન કર્યોરે લોલ મેરૂને રવૈયો મારા વાલારે.

સમુદ્રની ગોળી કરીરે લોલ ધુમે ગોપીનો નાથ મારાવાલારે;
શેષનાગનાં નેત્રાં કર્યાંરે લોલ કહાડયાં તે ચઉદ રતન મારા.
વાલારે. કૃષ્ણજી ૨

મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો વારાહતણો અવતાર મારા વાલારે.
પૃથ્વી લઈ દાઢ ઉપર ધરીરે લોલ, પેઠા તે પાંચ પતાળ મારા
વાલારે કૃષ્ણજી. ૩

મારા કૃષ્ણજીરે લોલ ચોથેને રૂપે કાનજીરે લોલ,
ધર્યો નૃસિંહ તણો અવતાર મારા વાલારે,
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લોલ માર્યો હીરણ્ય તે કંશ;
દઈત મારા વાલારે, ઉગાર્યો પ્રહેલાદ ભક્તનેરે લોલ.
હેવા ભક્તવચ્છળ છો નાથ મારા વાલારે. કૃષ્ણજી. ૪
મારા કૃષ્ણજીરે લોલ પંચમેને રૂપે કાનજીરે લોલ.
ધર્યો વામન તણો અવતાર મારા વાલારે.
ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ, બળી ચાંપ્યો પાતાળ મારા.
વાલારે. કૃષ્ણજી. ૫

મારા કૃષ્ણજીરે લોલ છઠેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો ફરસુરામનો અવતાર મારા વાલારે, ફરસી તે લીધી
હાથમાંરે લોલ, છેધાં ક્ષત્રીયોના શીષ મારા વાલારે.
જનનીને હાથે હણીરે લોલ, વાળ્યાં પીતાનાં વેર મારા વાલારે
કૃષ્ણજી. ૬

મારા કૃષ્ણજીરે લોલ સાતમેને રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંદ્રનો અવતાર મારા વાલારે સીતા લઇ વન;
સંચર્યારે લોલ, સેતુ બાંધ્યો છે પહાણ મારા વાલારે,

રણુમાં તે રાવણુ રોળીગોરે લોલ, આપ્યાં વીભીષણુ રાજ મારા.
વાલારે કૃષ્ણુજી. ૭

મારા કૃષ્ણુજીરે લોલ આઠમેને રૂપે કહાનજીરે લોલ.
ધર્યો કૃષ્ણુ તણો અવતાર મારા વાલારે, મથુરામાં હરી
પ્રગટીયારે લોલ, ગોકુળ કીધો છે વાસ મારા વાલારે.
માર્યો તે મામા કંસનેરે લોલ, ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે,
માતા પીતા છોડાવીયારે લોલ, આપ્યાં ઉગ્રસેનને રાજ,
મારા વાલારે કૃષ્ણુજી. ૮

મારા કૃષ્ણુજીરે લોલ, નવમેને રૂપે કાનજીરે લોલ, ધર્યો બુદ્ધ,
તણો અવતાર મારા વાલારે, જપ માળા કરતાં ધરીરે લોલ.
લીધું છે મુનિવ્રત મારા વાલારે. કૃષ્ણુજી. ૯

મારા કૃષ્ણુજીરે લોલ દશમેને રૂપે કાનજીરે લોલ ધર્યો.
કલંકી અવતાર મારા વાલારે, ત્રણુ પગલે ઘોડો હીંડેરે લોલ.
પૃથ્વી તો રસાતાળ મારા વાલારે કૃષ્ણુજી. ૧૦

મારા કૃષ્ણુજીરે લોલ, ગાય શીખેને સાંભળેરે લોલ પામે
તે વૈકુંઠ વાસ મારા વાલારે મેહેતો નરસૈ વીનવેરે લોલ
રાખો ચરણુ કમળની પાસ મારા વાલારે. કૃષ્ણુજી. ૧૧

## સીતાની કાંચળીનો ગરબો.

(પરમેશ્વરીને પાએ પડી હો બહુચરી કહું કળીજુગના કર્મ એ રાગ)
કૈકૈ ક્રોધમાં બોલીયાં હો બહુચરી રામલક્ષમણુ વન જાય.
પેહેલું તે વન રામે મેલીયું હો બહુચરી સીતાએ રોપ્યાં વૃક્ષ;
અમરોને ડમરો રોપીઓ હો બહુચરી, રોપ્યાં છે દાડમ દ્રાક્ષ.

રાજા રાવણનો મરઘલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય,
ચરતા સીતાએ ભાળીયો હો બહુચરી, કાંચલડી સીવડાય. ૩

સાવ સોનાનો કંચવો હો બહુચરી, ચામડામાં શો સાર,
કહીં કાકાના કટમમાં હો બહુચરી, નહીં મામાને મોસાળ. ૪
નહી મઇયરમાં બંધવો હો બહુચરી કોને ચડાવું પહાડ;
સીતા મહીયરના પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;

પેહલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી, જઇ પડયું દરીયા સાથ ૬
બીજે તે બાણે મૃગ મારીયો હો બહુચરી, ધાજો હો લક્ષમણવીર;
સીતા કહે જાઓ દીએર હો બહુચરી, હણ્યા તમારા વીર. ૭
ઘેલી સીતા ઘેલું ન બોલીએ હો બહુચરી, રામ હણ્યા કેમ જાય
આણ આપી છે શ્રીરામની હો બહુચરી લક્ષમણ વાંસે ધાય, ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભીક્ષા દો સીતામાય,
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભીક્ષા આપી નવજાય. ૯
એક પગ મુકો આણમાં હો બહુચરી બીજો તે આણ્યો બહાર;
ખાંધે મુકીને રાવણ ચાલીયો હો બહુચરી હરી છે સીતાનાર. ૧૦
મૃગ મારીને રામ લાવ્યા હો બહુચરી, નાંખ્યો મડીની બહારે
સુનાં મંદીર દીસે માળીયાં હો બહુચરી, કયાં ગઇ સીતા નાર. ૧૧
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી, ઘેલા ન રોશો રામ;
સીતા સરીખી પરણાવશું હો બહુચરી, સીતા ધરાવીશું નામ. ૧૨
જળજળ કમળ ના નીપજે હો બહુચરી, વનવન અગર ના હોય;
ઘેરઘેર સીતા ના નિપજે હો બહુચરી, બંધવ વિચારી જોય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી કોઇ છે બળીયો જોધ;
બીડું જીતે હનુવો જતી હો બહુચરી, લાવું સીતાની શોધ. ૧૪

દામ ઠેકી ઉપડયો હો બહુચરી ગયો લંકામોઝાર;
જોયાં ચોરાશી ચૌટડાં હો બહુચરી, જોઇ જોઇ તો બાવન બજાર
જોયાં મંદીર જોયાં માળીયા હો બહુચરી, જોયું રાવણનું રાજ,
કંઇ સીતા દીઠાં નહિ હો બહુચરી, ગયો પાનીયારીને ઘાટ, ૧૬
બાઇ પાનીયારી તને વીનવું હો બહુચરી, ક્યા છે સીતા માય;
અશોકવાડીને ઝાડવે હો બહુચરી, ત્યાં છે નવ તું જાય. ૧૭
ત્યાં થકી હનુમંત ઠેકીયો હો બહુચરી, આસોપાલવને ડાળ;
પડતી મેહેલી પવીત્ર હો બહુચરી, મેહેલી તે સીતા નાર. ૧૮
મુદ્રીકા મારા રામની હો બહુચરી, ક્યાંથી લાવ્યો હનુમાન,
કોને તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આલ્યાં એંધાણ. ૧૯
રામે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષમણે આલ્યાં એંધાણ;
બાળ સેવા હું આવીયો હો બહુચરી, પંચવટીનાં પ્રમાણ. ૨૦
તરસ્યો તે હઇશ બાઇ સાવજો હો બહુચરી તાહાડાં તે નીર પીજો;
ભુખ્યો તે હઇશ બાઇ સાવજો હો બહુચરી, પડયાજ વનફળ ખા. ૨૧
ઝીઝોટને ઝપાટે હો બહુચરી, ખંખેરે ને ખાય;
માળી તે આવ્યો માથુ ચુંથતો તો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીયો હો બહુચરી, મારો બળીને બાણ,
મારજો સોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ. ૨૩
કુંભકરણે ભાથા બીડીયા હો બહુચરી, માર્યું બળીને બાણ;
ઇંદ્રજીતે બાથા બીડીયા હો બહુચરી, કે હું વાળુ એનો ઘાણ ૨૪
નહી મરૂ લોઢુને લાકડે હો બહુચરી, નહી મરૂ એરણને ઘાણ,
સાચુ તે બોલ બાઇ સાવજા હો બહુચરી, સેણે તજે તું પ્રાણ ૨૫
બધી લંકાનાં ગોદડાં હો બહુચરી, સઘળા ઘાણીનું તેલ,
મારે તે પુંછડે બાંધજો હો બહુચરી અગ્ની તેમાં મેલ. ૨૬

મોત વાંદરાનું તે થકી હો બહુચરી, ચેતજે મનમાં જટ
ત્યાં થકી ઉપડયો થેકડે હો બહુચરી, જઇ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાશી ચકટાં હો બહુચરી, બાળ્યાં છે બાવન બજાર;
રાખ્યાં વિભિષણ મેલડાં હો બહુચરી, આસોપાલવ ડાળ ૨૮
લંકા બળે અતુલની હો બહુચરી, હનુમાનને હસવું થાય;
જુનાતેગઢને ગદરે હો બહુચરી. નાગર નરસઇયો ગાય. ૨૯

---

## અંબાજીનો ગરબો.

( ગોરમાના ગરબાનો રાગ. )

હું તો ગણપત લાગુ પાયકે ગાઉ ગરબો આરાસુરી તણોરે લોલ.
આરાસુરમાં બેઠી માતકે મહિમા અતિ ઘણોરે લોલ. ૧
આને પારે આવે લોકકે દુરે બહુ દેશથીરે લોલ,
આવે બાળ જોબનને વૃદ્ધકે અતિ ઘણા હેતથીરે લોલ. ૨
મા દીવસમાં ત્રણ રૂપકે ધરે અતિ શોભતાંરે લોલ;
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝુમખેરે લોલ;
ફરતી હીરાની છે કોરકે છત્ર અમુલ્યછેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માતકે સહુ આયુધ ધરેરે લોલ;
કોટી સુરજ ઝંખા થાય કે, લેલાટે આડ કરીરે લોલ, ૫
માને શોભીતા શણગાર કે શોભા શી કહુંરે લોલ,
માનો શેષ ન પામે પારકે, હું તે શું કહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે શોભે અતિ ઘણોરે લોલ;
માને બાંહે બાજુબંધ કે ચુડો સોના તણોરે લોલ. ૭
હીરા રત્નવણી કંગણીઓકે ચુનીઓ મહિ અતી ઘણીરે લોલ,
સાચા મોતીના બાજુબંધ કે મધ્યે છે મણીરે લોલ. ૮

માને કાને કળાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ;
માને સેંથો પુર્યો અનુપ કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આગળી વેઢ કે ઝાંઝર ઝમઝમેરે લોલ;
કલાં કાંઢીને તોડા કે ઝાંઝર ઝમ ઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળીને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ.
માના ચોક વચે સહુ નાર કે ફરે ફુદડીરે લોલ.
માને ઘીની બળે છે જ્યોત કે જોપ રવી થોભીયોરે લોલ;
માનું તેજ જોઇ મનમાંહે હું તો લોભીયોરે લોલ. ૧૨
માના દરશનથી દુખ જાય કે પાપ સહુ બળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે મુખમાં અમી ઝરેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ;
તેમાં જે કોઇ જઇને નાહ્યા કે તેહનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ;
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણન કરૂંરે લોલ. ૧૫
ફરતી બંગલાને બેઠકો કે અતિ ઘણી ઓપતીરે લોલ;
માને સનમુખ છે એક વાવ્ય કે સુંદીર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉત્તર માંહ્ય કે સુંદીર બાગ છેરે લોલ.
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરીનર મુનિજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નીશદીન સનમુખ કે સ્તુતી કરેરે લોલ. ૧૮
માનો ગરબો જે કોઇ ગાય કે નીત્ય પાઠ કરેરે લોલ;
કોટીક પાપ પ્રલે થાય કે તે સેહેજે તરેરે લોલ. ૧૯
~~માત સેવક જાણી~~ તારો કે કરૂણા કીજીએરે લોલ;
માજી દીન સેવકની વીનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦

આજી ગુણ ગાવા નીશ દીન કે બુદ્ધી આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વીનતી કે શરણે રાખજોરે લોલ. ૨૧

## કાળીકાનો ગરબો.

બહુચરદેવીરે જશ ગાઉં હું માહાકાળીરે, ૧
ઝીલીઆએ વસજો માત પાવા વાળીરે
સેવક જાણી તાહરો મા, શીર ઉપર ધરજો હાથ પાવા. ૨
હોંશ હઇડામાં થાય છે મા, ગુણ ગાવાનું છે મન; પાવા. ૩
દયા કરો તમ દાસને મા, તેથી ઉપજે બુદ્ધી પાવન. પાવા. ૪
ગુણ ગંભીર છે તાહરો મા, કહેતાં ન આવે પાર; પાવા. ૫
બાળક બુદ્ધિ શું કરે મા, જો હોય તારો આધાર. પાવા. ૬
નવતેરી નગરી વિશે મા, ચંપાવતી ચતુરસુજાણ; પાવા. ૭
*રામ સરખું રાજ છે મા, મહી વશે અઢારે વરણ પાવા. ૮
ત્યાં ચતુર નારીઓ અતી ઘણી મા, નીરમળછે તેનું મન, પાવા. ૯
ગરબો ખેલે ચોકમાં મા, નવરાત્રી કેરે દીન. પાવા. ૧૦
શણગાર સરવે શોભતા મા, નારી કુંજરના ચીર, પાવા. ૧૧
ગુણવંતી ગરબે રમે મા, રાખીને મનશું ધીર પાવા. ૧૨
તાળીની ઝડીઓ પાડે મા, ત્યાં શોભા નૌતમ થાય; પાવા. ૧૩
કોકીલ શબ્દ શોહામણા મા, નવરંગી નારી ગાય. પાવા. ૧૪
તે પળે માતા આવીયાં મા, વીજળીના સરખુ રૂપ; પાવા. ૧૫
સુરજ સરખાં શોભીતાં મા, માએ રૂપ ધર્યું અદભુત. પાવા. ૧૬
ગુણીઓ સર્વ ઝાંખી પડી મા, તેજ તણો અંબાર; પાવા. ૧૭
રાણીઓ મનમાં એમ ધરે મા, આ આ કોનવલી નાર. પાવા. ૧૮

---

* રાવપુરામાં.

રૂપ સ્વરૂપે આગળી મા, જેની સોના સરખી કાય; પાવા. ૧૯
મધ્યેરાત્રે રાણીઓ પરવરી મા, જોઇને વીનવીયો રાય; પાવા. ૨૦
રાણીઓ રાય આગળ કહે મા, આસાંભળજો પ્રાણઆધાર; પાવા. ૨૧
એક રામા સુંદીર આવી છો મા, જ્યાં બાવનમો બજાર. પાવા. ૨૨
બત્રીસ લક્ષણ આગળી મા, તેતો પદમનીનો અવતાર; પાવા. ૨૩
તેને જોઇ ત્રીભોવન મોહીરહે મા, તે આગળ નહિકો નાર પાવા. ૨૪
રાજાને નારી ગમી મા. વળી સુરજ થયો પ્રકાશ; પાવા. ૨૫
તે દિવસ ગયો અતિ દોહલો મા, મનડામાં મોટી હામ. પાવા. ૨૬
વળી રાત પડી દીન આથમ્યોમા, ચોઘડીયાં ઠમકે બાહાર; પાવા. ૨૭
ઘેરઘેરથી સહુ નીસર્યાં મા, ગરબે ગાવા સહુ નાર. પાવા. ૨૮
રંગ મચ્યો સાહેલડી મા, એવામાં આવ્યાં માત; પાવા. ૨૯
ત્યાં રાણીએ દાસી મોકલી મા, રાય આગળ કહે વાત. પાવા. ૩૦
ત્યાંથી પતાઇ રાવળ ઉઠીયો મા, જોવાને નવલી નાર; પાવા. ૩૧
આવી નીરખી નયણે ભરી મા, વીરહ વધ્યો અપાર. પાવા. ૩૨
નખ શીખ સુધી નીરખીયા મા, મુરછાએ પડીઓ રાય; પાવા. ૩૩
રાજા રંગે મોહી રહ્યો મા, નારી શું લાગ્યો નેહ, પાવા. ૩૪
રમવા રજની વહી ગઇ મા, સહુ વળ્યા પોતાને ઘેર; પાવા. ૩૫
ત્યારે માત ચાલ્યાં એકલાં મા, પતએ જાણી પેર પાવા. ૩૬
પાપી પુંઠે પરવર્યો મા, માતાનો ઝાલ્યો હાથ; પાવા. ૩૭
માગ માગ મુખથી કહ્યું મા, એવું મુખથી બોલ્યાં માત. પાવા. ૩૮
તારૂં રૂપ વસ્યું હૈયા વિશે મા, હું રાખીશ મારે ઘેર; પાવા. ૩૯
ત્યાં મેહેલ ચણાવું માણેકના મા, તેની કોઇ ન જાણે પેર. પાવા. ૪૦
મારેમોહોલે રાણીઓ અતિઘણી મા, તેમાં પટરાણી આપ; પાવા. ૪૧
ખાઓ પીઓ ખુબી કરો મા, રૂડી રાજ્ય સરખી રીત. પાવા. ૪૨

ત્યારે કોપ કરીને બોલીયાં મા, તારૂં પ્રગટયું રાજા પાપ; પાવા. ૪૩
તારૂં રાજ્ય જશે જડમુળથી મા, આવી મળશે તારો હોમ પાવા. ૪૪
ચેત ચેત તું અભાગીયા મા, ત્યાં રોપ્યો રણસ્થંભ; પાવા. ૪૫
ગૌંઠ ચલાવી પધારી મા, બુડીયો દરવાજો બંધ. પાવા. ૪૬
સુરદાસે રહીને પુછી મા, શું ભરયું છે માલ રસાળ; પાવા. ૪૭
ત્યારે બુડી મારી કરી મા, મોગલા મહીંથી નીકળ્યા દહીત, પાવા. ૪૮
ત્યારે સળીયે વાટળીયે સત્ય મુકયું મા, જઇ પતાઈને કહીપેર; પાવા. ૪૯
જુધ મચ્યું જેમ જોરથી મા, ત્યાં થઇ રહ્યો ઉતપાત; પાવા. ૫૦
તારે એવું દળ સઘળું રહ્યું મા. તે જુધ થયુંછે વરસબાર પાવા. ૫૧
લેઈ લસ્કર આગળ થયો મા, પછી ભેળવીઓ ચંડાળ; પાવા. ૫૨
લોહી તણી નદીઓ વહી મા, ત્યાં વરત્યો હાહાકાર. પાવા. ૫૩
ત્યારે પતાઇ રાવળનું પતગયું મા, ત્યાંજાણી જુગમાં વાત; પાવા. ૫૪
તારે પતાઇ મનમાં સમજીઓમા, મુજ ઉપર કોપ્યા માત. પાવા. ૫૫
કરગરતો રાજા ગયો મા, બેઉ કરજોડી હાથ પાવા. ૫૬
મુજ ઉપર માતા મેહેર કરો મા, દળ સઘળું પાછું જાય. પાવા. ૫૭
મહાકાળી મનમાં એમ ધરે મા, સુબાને આપું સુખ; પાવા. ૫૮
મા તું અનામી રાજીઓ મા, પતાઇનું ટાળ્યું દુખ પાવા, ૫૯
જે ગાય શીખેને સાંભળે મા, તેની માતા પુરે આશ; પાવા. ૬૦
મા તું ગુણવંતી કાળકા મા, ગુણ ગાય એ ગોકળદાસ. પાવા. ૬૧

## ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગુ પાય કે વીધાત્રાને વીનવુંરે લોલ;
ગોરમા ઘરડોને ભરથાર કે, આપો શું મનેરે લોલ,
ગોરમા ધીક ધીક અવતાર કે, શું કહું તેનેરે લોલ;

ગોરમા રણુ સંબંધી મુજ તાતકે, મા મારી પાપણીરે લોલ,
ગોરમા સંસાર કીધો સરપ કે, સર્જે થઇ સાપણીરે લોલ;
ગોરમા હું કહું છું નાનું બાળ કે, પીઉ ઉઠીઓરે લોલ,
ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ છે બુઢીઓરે લોલ;
ગોરમા મારૂ થયું જોબન કે, પીઉ ઘરડો થયોરે લોલ,
ગોરમા હું કરૂં કોકીલ શબ્દ કે, પીઉ તો સુઇ રહ્યારે લોલ;
ગોરમા થયા વરસ સોળ કે પીઉને એંશી થયારે લોલ,
ગોરમા દીઠે જાણું જક્ષ કે, બુધ સઘળી ગઇરે લોલ;
ગોરમા શિયાળનો રાત કે, સરદ શોહામણીરે લોલ,
ગોરમા વરધ પીયુની જાત કે, દીસે બીહામણારે લોલ;
ગોરમા રજની રમવા ઇચ્છું કે આંજુ આખડારે લોલ,
ગોરમા ચેન કરતો બોલે કે, કરગ્રહી લાકડીરે લોલ;
ગોરમા શિયાળની રાત કે, સ્વાદ હોય અતિ ઘણોરે લોલ,
ગોરમા રજની વિતી એક કે, આજ મારે આંખડીરે લોલ,
ગોરમા કંદપ તનમે બડકે કે, ડોહો કેમ સરેરે લોલ;
ગોરમા નવરાત્રીના દીન કે, સરદ સોહામણીરે લોલ,
ગોરમા દુરબળ મારો કંથ કે, દીન જાય દોહલારે લોલ;
ગોરમા વિજ્યાદશમી દિન કે, સહુ શણગાર સજેરે લોલ,
ગોરમા મારે ઘરડો કંથ કે, ધીક અવતારનેરે લોલ;
ગોરમા સહુને મન દીવાળી કે, મારે મન હુતાસણીરે લોલ,
ગોરમા મારા કરમના ભોગ કે, હું નિસાસણીરે લોલ;
ગોરમા રાત દીવસ ન દેખું કે, જાણું દવ બળેરે લોલ,
ગોરમા મુજ સરખો પુરૂષ દેખું કે, મન મારૂં બળેરે લોલ;

ગોરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ,
ગોરમા હું થઇ જોબન વેશ કે, તન મારૂં બળેરે લોલ;

ગોરમા મોઢ આવે લાળ કે, નેત્રે નિર ઝરેરે લોલ,
ગોરમા હું નારંગી જેવી કે, તન મારૂં બળેરે લોલ;
ગોરમા સેજ બિછાવે પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ,
ગોરમા સાસ ઉદ્રસને પીડ કે, પીઊ ઉંધો સુવેરે લોલ;

ગોરમા આભુષણ પહેરૂં અંગ કે વસ્ત્ર બહુ ભાતનારે લોલ,
ગોરમા મીથ્યા થયો અવતાર કે, અસ્ત્રી જાતમારે લોલ;
ગોરમા શું આપો અવતાર કે, નાગરી નાતમારે લોલ,
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનારે લોલ;
ગોરમા જેને જોબન કંથ કે, પુન્ય કીધાં હશેરે લોલ,
ગોરમા મે કીધા બહુ પાપ કે, હું વૃદ્ધની વહુરે લોલ;
ગોરમા ઓરીયો ન વિત્યો એક કે, અધરણીની રીતનોરે લોલ,
ગોરમા પુરૂષ ન દીઠો એક કે, પુરી પ્રીતનોરે લોલ;

ગોરમા શીવજી પુજા સદાય કે, પામુ જોબન ધણીરે લોલ,
ગોરમા મન મારૂં વ્યાકુળ કે, એનું કેમ ગણ્યુંરે લોલ;
ગોરમા પ્રભી દેજો કંથ કે, ભય ભાગે સહુરે લોલ,
ગોરમા નહોતી સાસુ નણંદ કે, તો જીવતી દહુંરે લોલ;

ગોરમા પીઊજી આવે ઘેર કે, હું ભમતી ફરૂંરે લોલ,
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે, હું તો શું કરૂંરે લોલ;
ગોરમા દુઃખના ઉગ્યા ઝાડ કે, મુક્યા પાળવારે લોલ,
ગોરમા હું સંપુરણ કુંભ કે, મારી જાળવેરે લોલ;
ગોરમા લોક સાથે કરૂં હોંશ કે, મા મારી વારતીરે લોલ,

ગોરમા જાણતાં દેતી ફાંસી કે, વીખ દેઇ મારતીરે લોલ;
ગોરમા પીઉજી પોહોડ્યા બહાર કે, જાણે થઉં સતીરે લોલ,
ગોરમા હવે મરૂં સત્ય કે, જે કરમની ગતીરે લોલ;
ગોરમા વિનતી કરૂં છું એક કે, જે કરમ તણી પતીરે લોલ,
ગોરમા કરજોડી લાગુ પાય કે, સમરથ દેજો પતીરે લોલ;
ગોરમા વિનતી કરૂં છું એક કે, આજ મુકી આંમળોરે લોલ,
ગોરમા સઉને દેજો જોડ કે, માતા કરૂણા કરીરે લોલ;
ગોરમા કામી દેજો કંથ કે, વલ્લભ કહે કરગરીરે લોલ.

---

## બાળ લીલાના ગરબો.

કુંવરને વારોને વ્રજરાણી ટેક.

સહુ વ્રજનાર મળીને આવી, શ્રી યશોદાજીને ધામેરે;
લાડકવાયો પુત્ર કર્યો કયમ, વસીયે ગોકુળ ગામ. કુંવર ૧
એક કહે જળ ભરવા જાઉં ત્યારે ઘરમાં પેસે ગીરધારીરે;
માનશો નહિ પણ મારી કહું તમે, સાંભળોને ગતિ મારી. ૨
સાંચ્યું સંતાડયું હોય જે મારૂ, તે ક્ષણ શોધી કહાડેરે;
પોહોંચે નહિ તો પીંઢા માંડેને, તેથી ન પહોંચે તો પાડે. ૩
ત્યારે માતાજી એમ બોલ્યા તમે, તમે ચતુર થઈ કાં ચુકોરે;
જ્યાં એની દ્રષ્ટે પડે નહીં વસ્તુ ત્યાં અંધારે મુકો. ૪
યશોદા શું વિનંતી કહે વાણી, મુકી જોયું અંધારા માંહેરે;
એની શી ચિંતા થાય અજવાળું, જઇ ઉભો રહે જ્યાંય. ૫
કૃષ્ણ માતા એણીપેરે બોલ્યાં ઘેલી ગોપી શીદ શોચે;
અહિ માખણ ઉંચું શીકે મુકો, ત્યાં બાળક નહિ પહોંચે. ૬
તર બોલી એક બાળા આવો, હું શીકાની ગત દેખાડુંરે;

સાણા સુતનાં જુઓ પરાક્રમ, થાય અંતર ટાઢું. ૭
લાકડી લઇ ઉખલપર ચઢીને, શીકેથી લઇ સહુ ખાયરે;
સખીને આપે તેથી વધે તો, માકલડાંને પાય. ૮
માતા કહે એ બળથી ન પહોંચે, એવું ઉંચું તમે બાંધોરે;
મટી તણું મુખ વસ્ત્ર બાંધી, સોય દોયડે સાધો. ૯
હજુ તમો પણ લક્ષણ લાડકવાનાં ન જાણો માતરે;
ધરમાં ગરીબ એ બારણે બીજે, ચિતે તે જાણે વાત. ૧૦
એક સખાની ખાંધે ચઢીને, અતિ ઉંચુ પણ ચાખેરે;
તેથી ન આવે તો દોણી ટરે કાણી, ધાર તળે મુખ રાખે. ૧૧
ત્યાં માતાજી કહે બાળકને, હું કઇ રીતે ખાળુરે;
મહી માખણ મુકી મજુસમાં, દોની ત્રિયા તમે તાળું. ૧૨
એક કહે માડી એમ કરે તો થાય છે બમણું જાનરે;
ખાવા ન પામે ત્યારે ખીજી દે ગાળો, ભાંગે પાત્ર બહુ કાન. ૧૩
કંઇ ન ચાલે તો છોડે વાછરડાં, વેળા વિના ધવરાવેરે;
સુતા બાળકને જઇને જગાડે, ચુંટીઓ દેઇ રડાવે. ૧૪
એવું સુણીને કહે રાણીજી, દઇશ શીખામણ બાઇરે;
મંદીરમાં પેઠો દેખો તો, લાવજો એને સાહી. ૧૫
અરે માત મેં એક દીવસ તો, સંતાઇ આવતો હેર્યોરે;
પેસી સદનમાં ખાવા વળગ્યો, એટલે જઇને ઘેર્યો. ૧૬
મેં કહ્યું ચોર આજ આવ્યો દાવે, નહી જાવા દેઉં અહીંથરે;
મરડી મુછ એણે કહ્યું મુજને, હું જઇશ તું જોઇ રહીશ. ૧૭
કરી કળા એમ તો મહી ભરયુ મુખ, એટલે જઇ મેં ઝાલ્યોરે;
કર્યો કોગળો મારી આંખમાં, હું ચોળવા રહી એ ચાલ્યો. ૧૮
એક કહે મેં ઝાલ્યો તો આજ, તો પણ એ નવ ગાંઠયોરે;

તોડી મુજ મુક્તાફળ માળા, હું વીણવા રહી વાહાલો નાઠો. ૧૯
એટલામાં એક અબળા આવી, કહ્યું જુઓ લાવી ઝાલીરે;
છેડો ઉઘાડે તો પુત્ર પોતાનો, લજવાણી પડી ઠાલી. ૨૦
એવે યશોદાજી બોલ્યાં, હાવાં સાચાં સહુ હોશોરે;
મારો વાલો મારા ઘરમાં પોઢ્યો, આવશે જાગીને જોશો. ૨૧
એવું કહેતાં પ્રભુ આંગણે આવ્યા. નીદ્રામાંથી ઉઠીરે;
યશોમતિ કહે જુઓ આ મારો બાળક, યુવતિ તમે સર્વ જુઠી. ૨૨
એમ કટાક્ષ કરી સહુ કામની, સામુ શ્રીકૃષ્ણે જોયુંરે;
લોટ પોટ થઈ ગઇ સહુ લલના, પ્રીતમાં મન પરોવ્યું. ૨૩
સામા સામી લોચન મળતાં, કરી સમસ્યા છાનીરે;
સરવે કહ્યું આવજો મારે મંદીર, મોહને લીધું માની. ૨૪
ગોપી ગોવીંદની ગત ન્યારી, શું જાણે સંસારરે;
હૈયે હેતને વઢે વદનથી, કોણ લહે તેનો પાર. ૨૫
શીખે સાંભળે ગાયે ગરબો, શ્રીકૃષ્ણ બાળ ચરિત્રરે;
કહે દોલત પ્રભુ પ્રેસન્ન થાયને પાવન થાય પવિત્ર, ૨૬

## મુંબાઇ સુરતનો ગરબો.

સારૂં સારૂં સુરત શેહેર મુંબાઇ અલબેલી;
માંહી બાલાજીની મેહેર, મુંબાઈ અલબેલી. ટેક.
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠા શેઠાણીરે;
ચાકર મહેતા મજરે ચાલે, વાણીઆની બધયર રાણી. મું. ૧
મુંબાઈ રાણી સહુ ઠકરાણી, ભરે બેડે ન પાણી રે;
કાવડિયા તો પાણી આણે; પીયે પાણી સેઠાણી. મું. ૨
મુંબાઇમાં તો કહ્યાં સાંકળાં, ઢંઢલીનો નહિ પારરે;

મુંબઇ શહેરના શાહુકારોને, દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીયોને ઉપર કસબી કોરરે;
મુંબઇ શહેરમાં કાપડીયાને, કોઇમાં દેશો ખોડ; મું. ૪
મુંબઈ શહેરમાં ઘણી ગાડીઓ, બગીઓનો નહિ પારરે;
સાંજ ફજર સઉ ફરવા નીકળે, વાડી લાડી લઈ બહાર. મું. ૫
મુંબાઇની તો મારકીટમાં, સુખડીયો વેચાયરે;
તેથી દીવનો હલવો સારો, સઉ લેવા મન ચહાય. મું. ૬
મુંબઇમાં તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખરે;
ભાડું મોઘું બળતળ મોંઘું બંદર જાવું મુખ્ય. મું. ૭
મુંબાઇના પાનબીડામાં સોપારીનો કટકોરે;
સાઠ વરસની ઘરડી ગાડર તોય ન મુકે લટકો મું. ૮
અમદાવાદી હરામજાદી ખંભાતી ગોઝારીરે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલિહારી. મું. ૯

## વડોદરાનો ગરબો.

ધન ધનરે વડોદરૂ સેહેર રૂપે રંગીલું. ટેક.
રૂપે રંગે છેલ છબીલું, અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં, રંગુજો નરને નાર.
અઢારપરાની વસ્તી ભારી, શોભાનો નહી પારરે;
વીનવતાંમાં વરણજ વીતે, પરાં બાર બજાર. રૂપે. ૨
આકુતપરૂ અડાણિયું, ને કાળુપુરમાં ગઉખાનુરે;
ફોગટીયા સળી ફતેપરામાં દેવળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરશીયાની પાળજ ઉપર, જેઠીનો અખાડોરે;
અષ્ટભૂજા અલબેલી ઉભાં, પાછળ ગોસાઇવાડો. રૂપે. ૪

સરસનાથ છે સામી પેળે, વાવડા વાડી ત્યાંયરે;
અજબ તળાવની પાળે થઇને ચાલ્યા અચડમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે બંબાખાનું, વદરીયે બુરજરે
મીયાં મહમદની વાડી જાણું, ઝગી રહ્યો સુરજ. રૂપે. ૬
હાથીયા ખાનુને દરવાજે, કાંઈ હઠીલો હનુમાનરે;
સમતળાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ગોઇયા દરવાજે થઇને, સીધવાએ જવાયરે,
અજારાજાના દરવાજા સામી, ચોખંડી કહેવાય. રૂપે. ૮
મરદા બારીએ થઇને ચાલ્યા, કરવા રૂડુ કાજરે,
લકડ પીઠું મદન ઝાંપો, ગોશાઇજી મહારાજ. રૂપે. ૯
શીધનાથનાં દરશન કીધાં, આવી ઉંચી પોળરે;
ચોરને બેઠા ગરદન મારે બેસાણા ભાગોળ. રૂપે. ૧૦
બડું પરૂ છે બાલાજીનું, ડાંડીયું બજારરે.
સકર કુઇને ઝાંપે રૂડો, લાલ નામ સરદાર. રૂપે. ૧૧
આનંદપરામાં આવીયાને, રાઉપરાને ઝાંપેરે
દાન દક્ષણા રૂડી થાએ, ગણુપતરાવ ત્યાં આપે. રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી, આવી ખારી વાવરે;
સન્મારૂપ છે રંગે રૂડુ, સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી ધીને કાંટે, નાગરવાડો વિક્ષાતરે;
આદીત વારે દરશન કીજે બેઠી બહુચર માતા રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડી બજારરે, રૂડી શોભા થાયરે;
મદંગ વાગે નારી નાચે, ઝીણુ કંઠે ગાય. રૂપે. ૧૫
નીજામપરૂં ભુતડીને ઝાંપે, રોકડીયા હનુમાનરે;
સુરસાગર ગૌઘાટને દરવાજે, ગણુજ છે કમાન. રૂપે. ૧૬

શેહેરની સરવે રચના દીઠી, શોભાનો નહી પારરે;
હાથીઘોડા પાલખીઓને, વાંકડીયા અસવાર. રૂપે ૧૭
ચારે દીશાનાં ચારે ચૌટાં, વચ્ચે માંડવી ચોકરે
ઉંચા મેહેલ મેડીને અટારી, છજા જરૂખાને ગોખ. રૂપે. ૧૮
માંડવીને કમાન ચોપાસે, ચતુર કરે વેપાર;
કાછીઆ દુકાનો માંડે, ઉભી હાથી લાર. રૂપે. ૧૯
ચોપટ જોવા ચારે રસ્તા, સરખા સરખી ઓળરે;
પાણીને દરવાજે બેઠા વાઘ કરે કલોલ. રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા, જોતામાં મન મોહેરે;
નારી સઉ જળ ભરવા જાએ, નઉતમ રચના હોય. રૂપે. ૨૧
રામપરો દરવાજો કહીએ, દેરૂ છે સનમુખરે;
પરમેશ્વરનાં દરશન કરતાં, જાય જનમના દુઃખ રૂપે, ૨૨
વેહેરીપુરાની લેહેર સઉથી શોભા છે ભરપુરરે.
સુરસાગર રતનાગર જેવું વાગે બહુ રણતુર. રૂપે. ૨૩
સોથો દરવાજો ચાંપાનેરી, શરથીયાની વાટરે;
વિસ્તારીને વર્ણન કીધું, ચોકપોળને હાટ. રૂપે. ૨૪
નગર નીરખ્યું મન હરખ્યું, પ્રભુ થાય પ્રસન્નરે;
નરસીંહજીની પોળમાં નરહરીનાં દરશન. રૂપે. ૨૫
રાજ રાજે રણછોડજીને, મહાલક્ષ્મી મુજ માતરે;
ગોરધનનાથ બળદેવજી, ચાલો વુંદરીનાથ. રૂપે. ૨૬
બલખતખાનું જનાનખાનું દીવાનખાનુ પાસરે;
ધરમતણી તો ધ્વજા ફરે છે ઉંચા મેહેલ અવાસ. રૂપે. ૨૭
ઘણી કારીગરી કચેરીમાં, જાત જાતના રંગરે;
નઉતમ નારી નાચ કરે છે, કોમળ તેના અંગ. રૂપે. ૨૮

તરેહવારનું ટકોરખાનું, ગોવીંદરાવનો મેહેલરે;
ગાયકવાડના રાજ આગળ, શોભા સઘળી સેહેલ રૂપે ૨૯
દાદાસાહેબને નાના સાહેબ બાવાસાહેબ માહારાજરે;
ગણપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ રૂપે ૩૦
લાડ મોઢ શીગોડ નાંગર, દશા વીશા વણીકરે;
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીક ઠીક. રૂપે ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પુર્વ પશ્ચિમ દેશરે;
ઉતરતાં ઉદેપુર જોયું, પૃથ્વીના નરેશ. રૂપે ૩૨
બુંદીકોટ દીઠું દીલ્હી ને ગઢ ગીરનાર ગીરનારરે;
સુરતને અમદાવાદ જોયું, કડણુ કિલ્લો ધાર રૂપે ૩૩
બલીહારી હું વડોદરાને ધનધન નરને નારરે;
વીરક્ષેત્ર જેને જોયું નહી, તેનો એળે ગયો અવતાર. રૂપે ૩૪
વાડી નારી વડોદરાની મહારાજાને રાંકરે;
મુખ્યાનેણીને વરણાગીથી, વળીઓ આડો આંક રૂપે ૩૫
શાહુકારોની દુકાનો ભારે, ધરમ તણો અવતારરે;
ખુશાલચંદને શામળ બેહેચર, લલુભાઇ શાહુકાર રૂપે ૩૬
રતનજી કાનદાસ કહીએ, બાંધી પુનની પાળરે;
હરીભક્તિનો મહીમા મોટો, બીજા ભાઇ મેરાલ રૂપે ૩૭
રંગીલો જે ગરબો ગાશે રંગીલા નર નારરે;
રંગીલી તો લીહાણીઓ લાવે, રંગભેર સોભા થાય રૂપે ૩૮
સંવત ઓગણીશ પાંચમાં ને સતરસે સીતેરરે;
નવરાત્રીમાં વરણુન કીધું, વડોદરૂ જે શેહેર રૂપે ૩૯
સહુ કવિને કરૂં વિનતી, કોઇમાં દેશો ખોડરે;
વડોદરાની રક્ષા કરજો, રેવા ને રણછોડ રૂપે ૪૦
ભગવંત વાણી સાચી જાણી, મનમાં આણી ભાવરે;

વડે દરાનો ગરબો ગાતાં, સહુજન સુખીયા થાય  રૂપે ૪૧
બીજબાની મનગમતી કરવા, જાય શોભી જનરે;
મરતુબાગનો બંગલો જાણે ઈંદ્રનું ઈંદ્રાસન  રૂપે ૪૨

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ;
મા તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહલુરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરવી કે, વરણન શું કરૂંરે લોલ;
વિશ્વામિત્રે તપ કરવા બેઠા કે, કેવળ મુની થયારે લોલ
આવું રૂડું ચરૂડું ચાંપાનેર કે, ચડિટ ચડદ બજારે લોલ
ત્યાં કાંઈ ગાતાતાં ગરબા કે, માજી આવીયારે લોલ
રાયજીએ જેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન થયાંરે લોલ;
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતારે લોલ
માગ્ય માગ્ય કુટુંબ કુશળ ક્ષેમ કે, જંજાળ અતી ઘણીરે લોલ;
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, બદર બેસણુંરે લોલ
માગ્ય માગ્ય નવેખંડના રાજ્ય કે, ચાંદો સુર્ય વગેરે લોલ;
માગુ માગુ એટલું વરદાન કે, મારે મોહોલે પધારીએરે લોલ
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ;
આજથી છઠેને વળી માસે કે, મુળ તારૂં જશેરે લોલ
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ઘસી રહ્યારે લોલ;
મુગલે ચડાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ,
દરવાજે ઉભા દરવાન કે, કોઈને પુછીયુંરે લોલ
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાણી નવ નિસર્યુંરે લોલ;
મુગલે ખોદાવીયું તળાવ કે, જલ દુધે ભર્યુંરે લોલ
માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ

## બહુચરાજીનો ગરબો.

ગરહારી બહુચર માત જોવાને જઈએ. ટેક

જોવા જઈએ સુખીયા થઈયે, આરાસુરમાં રહિયેરે;
આપ આપણા મનની વિનતી, જઈ બહુચરને કહીએ. જોવા ૧
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ મહાકાળી;
દક્ષિણમાં તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી. જોવા. ૨
માને પારે હવન થાય ને ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનુના મંગળ ગાય. જોવા. ૩
માને પારે જે કોઈ આવે, તેની પુરે આશરે.
કરજોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવા. ૪

## રેલવે ગાડીનો ગરબો.

ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડી આવી;
ગાડી આવી હિંદુસ્તાન, અગનકેરી ગાડીરે આવી.
પાણી છાંટે ઠામો ઠામ, છાંટતાં તો ચાળા કરે છે;
દીવા બળે સારી રાત, સીપાઈઓ તો ચોકી કરે છે.

### સાખી.

સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગુ પાય;
ટોપીવાળા તારા રાજમાં, તારૂં કાંકરીયું ફરી બંધાય.
અગનકેરી ગાડીરે આવી. ૨

ગાડી તારાં બેસણાં, ઈંદ્ર તણા વૈમાન;
આંકડે આંકડા મેળવ્યો, તેનો ઘડનારો ચતુરસુજાણ.
અગનકેરી ગાડીરે આવી. ૩

ગાડી આવી ઘંટ વાગીયો, ટીકીટ કરાવા જાય;
ઘડી એકનો વિલંબ પડે, તેતો ટીકીટ વિના અથડાય.
અગનકેરી ગાડીરે આવી. ૪

સ્ટેશન આવે ઘણાં, બરફી પેંડા વેચાય;

મોટાં ઘરની શેઠાણીઓ, તેતો ગાડીમાં બેશી ખાય.
અગનકેરી ગાડીરે આવી. ૫

સ્ટેશન ઉચ્યાં ઘણાં, દુર થકી દેખાય,
આગ વચ્ચે એક બંગલો તેના શોભાનો નહી પાર;
અગનકેરી ગાડીરે આવી. ૬

અમદાવાદની દીકરી, મુંબાઇ તેનું મોસાળ;
સુરત તેનું સાસરૂં,તેનો સાંજે સૌ દેશોજાય. અગનકેરી ગાડીરે આવી. ૭

---

## અમદાવાદનું વર્ણન.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે—એ રાગ.

અમદાવાદ નામે આજ શેહેર છે સારૂંરે;
રાજા કુંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે.
ચૌટા વચ્ચે માણકચોક, શોભા છે સારીરે;
વસે લક્ષપતિ બહુ લોક, વડા વપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શેહેર સમીપેરે;
દેવતાઓનાં તેને તીર દેવળ દીપેરે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક, મન લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક, દ્રષ્ટિએ દીઠુંરે. ૪
તીથી તેરસ પેહલે પક્ષ, અતાડી આવેરે;
તારે ગોર પુજાના લક્ષ, છોડીઓ લાવરે. ૫
દીન પાંચ લગી એકા અંત મેળું જમેછેરે
મોટા હર્ષ ધરીને મન, રોજ રમેછેરે. ૬
પુજે વાવી જવારા ઘેર, ગોર રીઝાવારે
અતી પ્રીતે બહુ પેર, નદીએ નાહાવારે. ૭
આવી અન્ય કરે ઉદમાત, નઠારૂં બકેછેરે.

ગઇ ગોરપુજાની વાત, છાકી છકેછેરે. ૮
જેવી હોય હોળીના ઘેર, એથી અતીશેરે;
બોલે બડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે. ૯
તેના માત પીતાને ભ્રાત, પુરા હશે પાજીરે;
જ્યારે સાંભળતા હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઇ સાહેબ એવી વાત, દેખે એવી રીતેરે;
તેની માત પિતાની જાત પુછેછે પ્રીતેરે. ૧૧
તારે કેવી વધે છે લાજ, અળે સાથાશીરે;
એવા નારલજ લોકો આજ, શહેરના વાશીરે. ૧૨
કરૂ વિનતી સમાચાર, શ્રવણે ધરજોરે;
તેનાં નામ લખી સરવ પત્ર, જાહેર કરજોરે, ૧૩
ઘણી નીંદાના લખજો શ્લોક, દેખાડજો નાતિરે;
જેથી લાજ પામે તે લોક, તજે તે રીતિરે. ૧૪
હવે કરૂંછું જોડીને હાથ, વીવેકીને ગમતારે.
એવા નિલંજ બાડીયા સાથ, ન જાવું રમતારે. ૧૫
લઇ ગોર પુજાનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ ઠરે એ કામ, દીલમાં ડરવુંરે. ૧૬
ધરી મોટા હરખ મનમાંહી, વ્રત દીન જેદીરે;
પણ કુટવા રોવાનું કાંહી, ન કરવું તેદીરે. ૧૭
છોટપણમાં પડે જે ટેવ, ટળે નહી ટાળીરે;
માટે નીતિ શીખા તતખેવ, બોલો સંભાળીરે ૧૮
કદી પુરોએ નહી કોઇ કામ, સાહેદી જુઠીરે;
લઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પતી માત પીતાની સેવ, કોડે કીજેરે;
જેથી દલપતરામનો દેવ, દીલમાં રીઝેરે. ૨૦

# ભાગ ૩ જો.

## ( બજરંગી હનમાનનો ગરબો. )

અંજનીનો જાયો હનમાનરે સમરૂં બજરંગી,
એને ચઢે છે તેલ સીંદુરરે સમરૂં બજરંગી,
મારા રામ તણા રખવાળરે, સમરૂ બજરંગી.

### સાખી.

શનીવારે કરૂ તમારી સ્થાપના, ને સોમે કરૂ ભોવન;
કપુરે ઉતારૂ તમારી આરતીરે, એવા સકળ સ્વરૂપ હનમાનરે. સ૦ ૧
માતાજીનાં વચન સાંભળીને, બાપના પાળવા બોલ;
અજોધાનું રાજ મુકી રામલક્ષમણેરે, ભોગવીયાં વનવાસરે. સ૦ ૨
રામે રથ જોડીઆને, સીતાને લીધાં સાથ;
વનનાં વનફુળ પહેરીયાંરે, સાથે ચાલ્યા છે લક્ષમણ વીરરે. સ૦ ૩
વનમાં જઈ મઢી કરીને, ત્યાં પુર્યો છે વાસ;
લક્ષ્મણ સરીખા બંધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણરે ૪
રામ ગોડે તલાવડીને લક્ષ્મણ બાંધે પાળ;
સોના કેરે ઘડુલેરે સીતા, ડમરોને મરવો પાયરે સ૦ ૫
સીતાની વાડીમાં ડમરોને, મૃગલો ચરીચરી જાય;
કોને મરાવું પેલા મૃગનેરે, મારાં કાચાં તે વનફળ ખાયરે સ૦ ૬
મૃગ મારી ઝરમોને, તેની પડાવું છાલ;
એનો સીવડાવું કંચવોરે, હુંતો હીંડું ચમકતી ચાલરે,

મરીચી મૃગ થઈ આવીયોને, રાણીને લાગી રાડ;
હો મારા રામજીરે, કંથ કાંચલડી સીવડાવોરે. સ૦ ૮
સુતર ભરેલો કંચવોરે, ચામડાની શી રાઢ;
આપણા સ્વારથને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે. સ૦ ૯
સીતા કહે નહી પીયેરી ને, નહી મારે મોસાળ;
નથી મહારે કંથ દલાગરાને, મારા મનની કોણ પુરે આશરે. સ૦ ૧૦
ભાથામાંથી બાણ કાઢીયાને, રામજીએ લીધા હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે, મુકી સીતાને લક્ષમણ સાથરે. સ૦ ૧૧
પહેલું બાણ રામે સાંધીયુંને, વાગ્યું મૃગ શરીર;
મૃગ મરતાં પોકારીઓરે, ધાજે ધાજે લક્ષમણ વીરરે. સ૦ ૧૨
સીતા કહે તમે સાંભળોને, એ લાવે તમ વીર;
લક્ષમણ કહે છે ખોટી વાત છેરે, કંઈ કપટ જેવી વાતરે. સ૦ ૧૩
કપટ છે તમ દીલડા વીશેને, હું સમજી આ વાત;
ભીડ પડી બંધવને વનવીશેરે, તમે એહા કરો વિચારરે. સ૦ ૧૪
કુદ્રષ્ટી મુજપર તમ તણીને, તેમાં નહી સંદેહ;
જાણ્યા તમને લક્ષમણ દીયરારે, આવાં પાપ તમારાં આજરે. સ૦ ૧૫
સીતાના વચન વાગ્યાં રૂદે વિષેને, ચઢી લક્ષમણને રીસ;
વાડીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાંથી તેતો દીસરે. સ૦ ૧૬
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બહાર;
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપોહો રામ કેરી નાર. સ૦ ૧૭
આપવી હોય તો આપો મનેરે, નીકર મુખે કહો નાય;
વીરે થાય મને ઘણીરે, મારો સંગ કેદારનાથનો જાયરે. સ૦ ૧૮
ઉંચી મેડી આકાશમાંને, નીચા સરોવર ઘાટ;
સીતાને રાવણ હરી ગયોરે; પછી મઢીમાં ઉડે છે કાગરે. સ૦ ૧૯

રાવણને જોઈ સીતા સતીરે, કરતાં ઘણો વિલાપ;
ન કહેવાનાં વચન લક્ષમણને કહ્યાંરે, લીધું પાપ માથે આપરે. સ૦ ૨૦
સત વચની સત બંધવ ને, સતનો ચાલનહાર;
આગળ ખુણી મારી પોંહચી નહારે, ઘણા કર્યા તીરસ્કારરે. સ૦ ૨૧
નીચ બુધી આ જાતનીરે, નહી મનમાં કાંઇ વીચાર;
પોતાના સ્વારથને કારણેરે, કરે પુરૂષને ખુવારરે. સ૦ ૨૨
મૃગ મારી રામ આવીયાને આડો ઉતર્યો સાપ;
આ મારા બંધવારે, આજે વિપ્રીત દીસે કાજરે. સ૦ ૨૩
ધનુષ મેલ્યાં ટુકડાંને, બાણુજ મેલ્યાં બહાર;
ઓ મારા સગુણ બંધવારે ગઇ સકળનીજ નારરે. સ૦ ૨૪
મેં જાણ્યું લક્ષમણ સણીકલો, ને સારાં કરશે કામ;
ના માર્યો વનમાં મૃગલોરે, નવ રાખી સકળનીજ નારરે. સ૦ ૨૫
કુવા ઢાંકણ ઢાંકણને, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડોરે, ઘરનું તે ઢાંકણ નારરે. સ૦ ૨૬
રામ રૂવે લક્ષમણ રીઝવેને, ના રોશો મારા વીર;
બીજી પરણાવીશું સુંદરીરે, તેનું નામ ધરાવીશું સીતા નારરે. સ૦ ૨૭
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન ન હોય;
સતી સીતા એક છેરે, એવી ઘેર ઘેર સીતા ના હોયરે. સ૦ ૨૮
રામ રૂવે લક્ષમણ રૂવેને, રૂવે પંખી જન;
ના રૂવે હનુમાન એકલારે, એમને સીતા લાવ્યાની ઘણી હામરે. સ૦ ૨૯
રામે બીડા આપીયાને, હનુમાને લીધા હાથ;
આજ્ઞા હોય તો ઉડીયેરે તેડી લઈ આવું સીતા માતરે. સ૦ ૩૦
ત્યાંથી હનુમાન ઉડીયાને, ગયા લંકાની માંય;
જોયાં ચોરાશી ચઉટાંને, જોયા બાવન બજારરે. સ૦ ૩૧

જોઇ રાવણની રાણીઓને, જોયા રાવણના મહેલ;
જોઈ રાવણની મેડીયોરે, પછી દીઠાં છે સીતા માયરે. સ૦ ૩૨

વાડીમાં જઇ વનફળ લાવતાને, તેનો કરતા આહાર;
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠાં છે સીતા માયરે. સ૦ ૩૩
ક્યાંથી તમે અહીં આવીયાને, શું છે તમારૂં નામ;
કોણે તમને મોકલ્યારે, અહીં શું છે તમારે કામરે. સ૦ ૩૪

રામે હમને મોકલ્યાને, હનુમાન મારૂં નામ;
પંચવટીથી અમે આવીયારે, મારે શોધ લેવાનું કામરે. સ૦ ૩૫
આગળ દરીયો જળ ભરીયોને ત્યાં રાક્ષસનો ભોય;
શી રીતે તમે આવીયારે, સાથી પહોંચ્યા તમારી હામરે. સ૦ ૩૬
સાત સમુદર સુકા કરૂને રાક્ષસનો વાળું કેર;
આજ્ઞા હોય તો ઉડીયેરે લઈ જાવું માતાજી ઘેરરે. સ૦ ૩૭
વાડી સઘળી ઉજાડ કરીને, લગાડી લંકામાં લહાય;
અક્ષ આદી કુંવર મારીયારે, વરતાવ્યો લંકામાં ત્રાસરે. સ૦ ૩૮

ત્યાંથી હનુમાન ઉડીયાને આવ્યા રામજી પાસ;
રામને સમાચાર આપીયારે કુશળ છે સીતા માતરે. સ૦ ૩૯
ત્યાંથી રામ ચાલીયાને આવ્યા લંકાની માંય;
પથ્થર કેરી પાર બાંધીનેરે સેન ઉતાર્યું પેલી પારરે. સ૦ ૪૦

લંકાપર રામ પહોંચીયાને, રાવણને થઇ છે જાણ;
ઇંદ્રજીત યુધે ચડયોરે, ત્યારે લક્ષમણને મુરછા થાયરે. સ૦ ૪૧
કડવી હોજો લીંબડીને, શીતળ હોજો છાંય;
બંધવ હોય બોલકારે, પણ અંતે સહાય પીત્રાની બાંયરે સ૦ ૪૨
સુખમાં સાંભળે સુંદરીને દુઃખમાં સાંભળે રામ;

વનમાં સાંભળે બંધવોરે મારી ભાગી તે જમણા હાથની બાંયરે. સ૦ ૪૩
નવ મહીના ઉદરમાં રાખીયાને નવ જાણી માની વાત;
બાળપણામાં જેની મા મરેરે, તેને ચોદશના વાયરા વાયરે. સ૦ ૪૪
દુઃખના બેલી બાંધવાને, માડી જાયા વીર;
તેની તોલે કોઇ ન હોયરે, એ તો સુખ દુઃખમાં સાથરે. સ૦ ૪૫

## લાવણી.

અજોધા નગરથી ચાલતું તેની ચાલ દો જન બાઇરે;
એક તો મારી જોડ ખંડીત થાય, એ દીન દોહલા કેમ જાય;
લક્ષમણ જાગ્યને હોજીરે બંધવ બોલદો એકવાર. લ૦ ૪૬
માય વીના સુની બેટડીને, ભાઇ વીના સુની બેનરે;
એવો મેળ વીના મોળો કંસાર, તેનો સુનો થયો સંસાર. લ૦ ૪૭
આવ્યા'તા ત્રણ જણાને જઇશું એકાએકરે;
માતા તે મારી પુછશે ત્યારે શો ઉત્તર દઇશ. લ૦ ૪૮
ચઉદ વરસ વન વિષે રહ્યા નવ જાણી સુખની વાતરે;
અંતે મને દગો કરીને, તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત. લ૦ ૪૯
બ્રહ્મચરીય વ્રત તમે પાળીયુંને તજી નિંદ્રાને આહારરે;
રાત દીવસ ચોકી કરી હમ તણી રહી ઘર બહાર. લ૦ ૫૦
પુત્ર વિના પરીવાર સુનો સ્ત્રી વિના સુના ઘરબારરે;
બંધુ વિના બેલ નહી કોઇની મિત્ર વીના સો વીચાર. લ૦ ૫૧
ભરત સતરૂઘન મને પુછશે ક્યાં ગયો લક્ષમણ ભાઇરે;
આવી વાત તમારી સાંભળીને રોશે સુમીત્રા માઇરે. લ૦ ૫૨
ઉઠો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે;
પછી જઇએ અવધપુર વીશે, સાથે લઇ સીતાય. લ૦ ૫૩

રામના વીલાપ જોઇને રૂવે સેના તમામ;
ધનવંતરી વઇદે ઉપાય શોધીનેરે, કીધી હનુમાનને આજ્ઞારે. સ૦ ૫૭
હનુમંત મન હીંમત ધરીને દ્રોણુ ચલ લેવા જાય;
પલક એકમાં પાછા આવીયારે, વળી લક્ષમણની મુછાંય. સ૦ ૫૫
કુંભકરણુ ઇંદ્રજીતને માર્યા, બહુ બળીયા કુમાર;
જમાઈ મરાયા સઘળા રાવણનારે, પછી રાય કરે વિચારરે. સ૦ ૫૬
અહી મહી મીત્ર પોતા તણાને તેડાવ્યો રાવણે સાર;
રામ લક્ષમણને ચોરી ગયારે, મહીકાવતી નીરધારરે. સ૦ ૫૭
પ્રભાતે શોધ કીધી સેનામાને, નવ દીઠા લક્ષમણ રામ;
સેન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે. સ૦ ૫૮
હનુમાને પગલાં કઢાડીયાને, આવ્યા સમુદર તીર;
મકરધ્વજને ત્યાં બાંધીઓરે, એતે ગયા છે પેલી પારરે. સ૦ ૫૯

દેવી દેરામાં પેસીને ત્યાં દેવી ગયા તતખેવ;
રામ લક્ષમણ ત્યાં આવીયારે, એમણે કીધા છે હનુમંત સેવરે. સ૦ ૬૦
મહી રાવણનું મોત સાધીને તેને પણ માર્યો ઠાર;
તેની રાણીને વરદાન આપીયાંરે, પછી આવ્યાં તે લંકા મોઝારરે. સ૦ ૬૧
લંકામાં યુદ્ધ કરીને છેદયાં રાવણના દશ શીશ;
અસુરનો અંત આણીયોરે, પછી હરખ પામ્યા જગદીશરે. સ૦ ૬૨
રાણી કીધી મંદોદરીને, આપ્યું વિભીક્ષણને રાજ;
સીતા લઇ રામ સંચર્યારે, આવ્યા અજોધ્યાં મોઝાર. સ૦ ૬૩
માતાએ મોતીડે વધાવીયાને, હઇડે હરખ ન માય;
મોતી કેરા ચોક પુરીયારે, લીલા નઉતમ ત્યાં થાયરે. સ૦ ૬૪
છોડાવી અધરમ નગર તણાને, ટાળ્યા પ્રજાના દુઃખ;
લાડ પાળ્યાં માતા તણાંરે લવલેશ રાખી નવ ભૂખરે. સ૦ ૫૬

રૂડો ગરબો બજરંગી તણોને વાંચો નીત્ય નરનાર;
હનુમંત કેરા પ્રતાપવારે, છોટા કહે ઉતરો ભવપારરે. સ૦ ૬૬

( આ ગરબો અધુરો હોવાથી મેં પુરો કર્યો છે. )

## સાત વાર.

આદીતે આનંદ સહચર કહું છુરે,
મારે ગીરધરશું ધરવાસ વ્રજમાં રહું છુરે;

સોમે પામ્યા સુખ શીવજી ફળીઆરે,
આ નંદજીનો લાલ મુજને મળીયારે.

આ મંગળે મને હેત હરીશું લાગ્યુંરે,
આ હૃદય કમળનું બાણુ દઇએ વાગ્યુંરે;

આ બુધ આવ્યો સુખ જોવા જઇયેરે,
આ છાની કરીએ મુજ વહાલાં થઇએ.

આ બ્રહસ્પતી ગુરૂ પ્રતાપ સુખ છે સહુનેરે;
આ અતિ ઘણો આનંદ રાજા વહુનેરે;

શુક્રના સરવ બોલ સર્વને ગમતારે,
આ લેતાં તાળી હાથ રજની રમતારે.

આ શનીશ્વરે સંદેશા હરીને કહાવ્યોરે,
આ જોગ બન્યો છે આજ રમવા આવોરે;

આ સાત વાર જે ગાય નરને નારી રે,
તેનો વઇકુંઠ વાસજ શાહ દેવ મોરારીરે.

## આઠ વાર.

( ભરતકે કાજળને દીઠયું એ રાગ. )

આદીતે સકળ કળા તારી, જાવુંરે હું તો વદન કમળવારી;
શ્રીકમજી હું તો છું તારી, આવોને ઘેર જસોમતીના જાયા,
મને તારી લાગી છે માયા. આવોને ટેક ૧
સોમે તો સોભે સોહાગી, મને તો તારી લેહે લાગી;
કટારી કાજળવડે વાગી. આવોને ૨
મંગળે તો મન વીચાર કરીએ, ધીરજ તો કેઇ પેરે ધરીએ;
દીવસ રાત રોઇ રોઇને મરીએ. આવોને ૩
બુધે તો બુદ્ધિ વિચારો, દુખરે મારૂં દીલ મધે ધારો;
મને તો વિરહાગ્નિમાં શીદ બાળો. આવોને ૪
ગુરૂવારે ગુણ ગાવા તારા, અવગુણ શા છે હમારા;
આંખે વહે છે આંસુની ધારા. આવોને ૫
શુક્રરે શું કરીએ હેલી, નમેરા છો નાથ ગયા મેલી;
હવે મારૂં કોણ થશે બેલી. આવોને ૬
શનીવારે શામળીયો આવ્યા, થાળ ભરીને મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર આવ્યા. આવોને ૭
આઠ વાર સમજીને ગાશે, તેના સહુ દુખ દારિદ્ર જાશે;
હરી કહે સુખ સંપત થાશે. આવોને ૮

---

## પંદર તિથીઓ.

પડવે આવી પકડો મારી બાંયરે, છોગાળા—એ રાહ.
પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે, ગીરધારી;

માનીતિ-કુબજાને મોહોલે માહાલ્યારે, હો ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટયુ જોતીરે, ગીરધારી;
કોઇ મળે મથુરાં વાટ પુછી લેતીરે, હો ગીરધારી. ૨
ત્રીજે ત્રીકમ તન મારાં તરફડતારે, ગીરધારી;
ગોકુળીયામાં ઘેલાં ઘેલાં ફરતારે, હો ગીરધારી. ૩
ચોથે ચતરભુજ શરણે રાખોરે, ગીરધારી;
હરી સુખ દુખ કેરી વાત અમશું ભાંખોરે, હો ગીરધારી. ૪
પાંચમે પુરૂષોતમ કેમ વીસારીરે, ગીરધારી;
પ્રીત કરી કેમ મુકી વ્રજની નારીરે, હો ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જો આવેરે, ગીરધારી;
વાંસલડીના શબ્દે વન બોલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે સામળીઆ વીણુ નવ ગમતુંરે, ગીરધારી;
રહે મનડું મારૂં વીહીવર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે, ગીરધારી;
લ્યો દાશીને સંગાથ ગરૂડાગામીરે, હો ગીરધારી. ૮
નોમે નઉતમ ખેલ કરે બીજબાશીરે, ગીરધારી;
ન ગોઠે ગોવિંદ ખેલ રહું ઉદાશીરે, હો ગીરધારી. ૯
દશરાને દીન સરવ સજે શણગારરે, ગીરધારી;
પણુ હરી વિણુ લાગે આગ તણા અંગારરે, હો ગીરધારી. ૧૦
એકાદશીને ઓછવ તે નવ ગમતારે, ગીરધારી,
અલબેલો કામાગ્નિ રહે છે દમતોરે, હો ગીરધારી. ૧૧
બારસે બહુ વિધથી ખેલે બાળારે ગીરધારી;
આ કારણે મુકી ગયા મને ગોવાળારે, ગીરધારી. ૧૨
તેરશે આ તનડુ કટકી જાયરે, ગીરધારી;
મોહન વીનાતો મંદીર ખાવા ધાયરે, હો ગીરધારી. ૧૩

ચોદશે ચીતમાં ગઇ છું ચુકીરે, ગીરધારી;
માત પિતાની લજ્જા મેં તો મુકીરે, હો ગીરધારી. ૧૪
પુનમે દીન પુરણ પ્રગટે ચંદરે, ગીરધારી;
પણ શામળીયા વીણ કરૂં અતિ આક્રંદરે, હો ગીરધારી. ૧૫
આ પંદર તિથી હરિ વિયોગ દુઃખની ગાશેરે, ગીરધારી,
ગોવરધનનો સ્વામી પરસન થાશેરે, હો ગીરધારી. ૧૬

## પંદર તિથીઓ.

પડવાની પણ પ્રીત ગટમટ ભુલીરે
મારા હરી વીના એક વાત સરવે સુનીરે. ૧
બીજે બાળે વેશ રહીશું બાળીરે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રીભોવનરાય મંદીર પધારોરે,
હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે ચંચળ નાર ચતુરાં ચાલેરે,
જેઓ વડોદરાનો વઇદ દુખડાં ટાળેરે. ૪
પાંચમના પડદા હરીશું રાખ્યારે,
મારે પ્રેમરસ પાવા કાજ હરી રસ ચાખ્યારે; ૫
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા ભવની પ્રીત આવી મળશેરે. ૬
સાતમના સંતાપ હરીશું અમનેરે,
આ શું કહીએ મહારાજ લાજ નહિ તમનેરે. ૭
આઠમે ઓછવ થાય હરી હોય હેવીરે,
મારે શોળ ગોપીઓનો સાથ રમવા ઘેલીરે. ૮

નોમે નમેરા નાથ નમણા ન જઇએરે,
આ ગોકુળીયું મેલી મથુરા ના જઇએરે. ૯
દશમે દીનરાત દેહી મારી દાઝેરે,
વેર નાગલીયો રીસાય તે ઘણું સાલેરે. ૧૦
એકાદશીના વ્રત મારે કરવાંરે,
શ્રી જમુનાજીના ધ્યાન મારે ધારવાંરે. ૧૧
દ્વાદશીને દહાડે દરશન દેજોરે,
મારા શામળીયા ભગવાન સનમુખ રહેજોરે. ૧૨
તેરશના તો તંત અમારા તુટયારે,
આ હરી હરી કરતાં હોઠ હમારા સુકયારે. ૧૩
ચઉદશે તો ચતુર નર શું વાહાયારે;
વેર રાધા સરખી નાર શું રીસાયારે, ૧૪
પુનમે તો પંદર તથો થઇ ઠદ વેરે,
મુને શેજડીએ સુતાં નંદ્રા ના આવેરે. ૧૫

## પંદર તિથીઓ.

હરી હઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અબોલા બોલને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે, ૨૬
પડવે મોરી સાહેલડી, પિયુજી વાડીએ જાય;
પિયુજી લાવે દાડમ, મોરી છોલીને પિયુજી ખાય;
હરી હઠ મેલને રાધે. ૧
બીજે મોરી સાહેલડી, બાબીજ ઉગ્યો ચંદ.
દાડમ કેરે દંતડે, મોરા આ શો માંડ્યો ફંદ;

હરી હઠ મેલને રાધે. ૨

ત્રીજે મોરી સાહેલડી, તરૂઆજ વારેવાર;
આશું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર;
હરી હઠ મેલને રાધે. ૩

ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ;
ભરજોબનમા એકલી જેના પીઉ ગયા પરદેશ;
હરી હઠ મેલને રાધે. ૪

પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુર;
ભર જોબનમાં એકલા, મારૂં જોબન જાય ભરપુર;
હરી હઠ મેલને રાધે. ૫

છઠે મેરી સાહેલડી, છઠીજ વારેવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર;
હરી હઠ મેલને રાધે. ૬

સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ;
હરી હઠ મેલને રાધે. ૭

આઠમે મોરી સાહેલડી, આઠજ જોડા જોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું માડામોડ
હરી હઠ મેલને રાધે. ૮

નોમે મોરી સાહેલડી, નવલાંજ પહેરૂં ચીર,
દીપક લઇ મેહેડે ચડું, મારે નયણે છુટયાં નીર;
હરી હઠ મેલને રાધે. ૯

દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારા રાજ ગયા બારવાર;
હરી હઠ મેલને રાધે. ૧૦

અગીઆરશે મોરી સાહેલડી મેં કીધી શીવરાત;
પરોઢીએ ઉઠી પારણાં કરૂં, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત;
હરી હઠ મેલને રાધે. ૧૧
બારશે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા, એતો કદીએ ન છુટે બંધ;
હરી હઠ મેલને રાધે. ૧૨
તેરશે મોરી સાહેલડી, વાદળ વાધ્યો રંગ;
ઓસડની મુળી એક છે, મને ડશીયા કૃષ્ણ ભોરંગ;
હરી હઠ મેલને રાધે. ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, એતો પડીયા છે બારેવાટ;
હરી હઠ મેલને રાધે. ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું હરી આવશે, હવે થઇ બેઠી છું નિરાશ;
હરી હઠ મેલને રાધે. ૧૫

## પંદર તિથીઓ.

સખી પડવે તે પંથે ચાલ્યારે મહાવનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષમણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બીરાજેરે, એવાં નદીયો તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, દશ ફળ મંગાવેછે દહાડીરે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે ૩
સખી ચોથે કેવડીયો મેહેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોગરો લેહેકેરે;

એવી લીલી લતાઓ લેહેકે, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળો રે,
મૂખે રામ ભણુનો ભાળ્યો, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૫
સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણુ સાથે લાવ્યોરે;
એ સુખનો મરગ બનાવ્યો, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૬
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેળી ફિરાડયા છે ભમરારે;
રૂખ સાહિને તાણ્યા છે ડમરા, રઘુપતિ રામ રૃદયમાં રહેજોરે ૭
સખી આઠમે એને નિહાળ્યોરે ધનુષ ધારીને મૃગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૃદયમાં રહેજોરે ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઇ વાગ્યો છે મૃગ શરીરરે;
વારે ધાજો લક્ષ્મણ વીર; રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે બેલી વીરો બોલાવે છે તમનેરે;
આડી આણુ દીધી છે અમને, રઘુપતિ રામ રૃદયમાં રહેજોરે ૧૦
સખી એકાદશી અપવાશીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણુ સીતાને લઇ ગયો નાશી, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે. ૧૧
સખી બારસે હનુમાન બળીયોરે, ઠેકી સમુદ્ર પાર નિકળ્યોરે;
જઇ જોગમાયાને મળીયો, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૧૨
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લાહાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૧૩
સખી ચઉદશે ચિત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે
રામે રાવણુ નાંખ્યો મારી, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતી રામ રૃદયમાં રહેજોરે ૧૫
સખી પંદર તથી થઈ પુરીરે. એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતી રામ રૃદેમાં રહેજોરે ૧૬

**જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારેસીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચંદ્રજીએ કહ્યું કે, તમે પિયેર જાઓ અથવા અહીં રહો.**

## તે વિષેનું ધોળ ૧

મામેરૂં મોઘા મુલનું એ રાગનું, પણ તેમાં એક ટેક જાસ્તી વળેછે

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આ જાં સાથ, કહે રઘુનાથ; પધારો પિયર પ્યારી

નહિતો અહીં રહો સસરાના રાજમાં, હેતે હળમળી સાસુ સંગાથ નહિ તો જોડી હાથ; પધારો, ૧

અમે વસ્તીમાં નહિ વસીયે વનીતા, અમે કરશું જઇ વનવાસ. તમે પામો ત્રાસ; પધારો

સાથે રથ કે ઘોડું નહિ રાખીએ, નહિ રાખીએ દાસી કે દાસ, કોઇ અમ પાસ; પધારો. ૨

તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક, સીટી ખેંચે નાક; પધારો

અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું, કોઇ દિવસે તો કેવળશાક, વિના જીણુ પાક; પધારો ૩

વનમાં નથી મંદિર નથી માળીયાં, નથી પહોડવા કાજ પલંગ રંગીત નવ રંગ; પધારો

કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ, એમાં શો ઉમંગ; પધારો ૪

વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહિ મળે ફુરતી ફુલેલ, કે તેલ ધુપેલ; પધારો

વનમાં નહિ મળે સાણી સાહેલીયો; કરશો કે સંગ ખાંત્યથી ખેલ, ઉમંગ ભરેલ; પધારો ૫

ઉન્હાળે વાસે ઊંના વાયરા, એવું દેખાને વાશો ઉદાસ, જ્યારે જેઠ માસ; પધારો

વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ,
નહીં છત્ર પાસ; પધારો ૬

વનમાં ઘાતકી વ્હેછે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર,
જેનું ઘણું જોર; પધારો

વનમાં વાઘ વરૂને વાંદર જેવાં, ઘણા વિચરે જનાવર ઘોર,
બચે નહિ ઢોર; પધારો ૭

મેરૂ પરવત દેખીને માનતી, તને નજરે જોયા નહિ જાય;
દોડે ખાવા ધાય; પધારો

તમે રાજકન્યા કાયા કોમળી વનવાસનાં દુખ ન વેહાય,
પધારો ૮

ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં નથી નિસર્યા કદી ઘરબાર
છો નાજુક નાર; પધારો

તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર,
તમે કોઈ વાર, પધારો ૯

પરણી આવીને પીયર ગયાં નથી, તમને મલવાને ઇચ્છે છે
માય, ચોપે ચિત ચાય; પધારો,

રાજા જનકજી તમને જંખે ઘણા, તેના સંદેશા આવે સદાય,
તેડાં પાછાં જાય; પધારો ૧૦

ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહિપાળ,
ભરાવીને થાળ, પધારો

અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ,
ત્યારે તતકાળ; પધારો. ૧૧

રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ,
એ બાપને ગામ; પધારો.

ગોરી તમને અમે વેમ હું કરૂં, એમ દલપતરામનો સ્વામ,
સીતા રામ; પધારો પિયર પ્યારી ૧૨

## પછી સીતાજી બોલ્યાં તેનુ ધોળ

### રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળી સીતાજી કહે, સુણો સુંદર સ્વામ સુજાણ
પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.

જુદા પડવાની વાત વાહલા કહો, તેતો બોલ લાગે તીક્ષણ
બાણ રઘુકુળ ભાણ; સાથે રાખો. ૧

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂ, તમથી વેગળી તે પરદેશ
હું જાણું હમેશ; સાથે રાખો.

તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ
જટા કરૂં કેશ; સાથે રાખો. ૨

સ્વામી તમેરે સુખીતો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ એમાં શો સંદેહ. સાથે રાખો.

જે કોઇ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળ્યો ધીક એહ
મુવા જેવી તેહ; સાથે રાખો. ૩

સ્વામી તમ વિના મંદીર ને માળીયાં, ભાસે પરવત મોટા
સમાન વસ્તી તો વેરાન; સાથે રાખો.

મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન દાન,
કૃપાના નીધાન; સાથે રાખો. ૪

સાસુ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ
મને મહારાજ સાથે રાખો

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ
કેનું નથી કાજ; સાથે રાખો, ૫

સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથી સઘળો
સંસાર કુટુંબ પરોવાર સાથે રાખો

માના લાડ પાલણુ તમે લાલની, બીજો નથી આસનો લુનાર,
કે એક આધાર; સાથે રાખો. ૬

કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક,
જીવું તજી ટેક; સાથે રાખો.

જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દુધમાં કરી વીવેક,
જીવે પળ એક; સાથે રાખો. ૭

* તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ
હવેલીના ડાટ; સાથે રાખો.

મને હીરનાં ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાંનાં ઘાટ,
મટડો ઉચાટ; સાથે રાખો. ૮

હુંતો તમને દીઠે થાઊ દેખતી, અણ દીઠે તો આંધળી બીંત,
જનમની એ રીત; સાથે રાખો.

મેં તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત,
ચોરાયું છે ચીત. સાથે રાખો ૯

જમવું જીવન તમથી જુદાં પડી, હોય વીધવીધનાં પકવાન,
તે વીખના નીશાન; સાથે રાખો.

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન,
તે મેવા સમાન; સાથે રાખો. ૧૦

*પડશે તડકાને તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ પ્રકાશ,
રહી તમ પાસ; સાથે રાખો.

મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ધરશો ન,
આશ નિશ્ચે પામું નાશ; સાથે રાખો. ૧૧

કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નીરાશ,
કહે લેતી શ્વાસ; સાથે રાખો.

દયા કરી દેવ દશરથરામના, સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ; સાથે રાખ્યાં સ્નેહથી. સાથે રાખો. ૧૨

## રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ.

### આમેરૂં મોંઘા મુલનું—એ રાગ.

સ્વસ્તિશ્રી પૂર લંકા સોહામની,
જ્યાં રાજે છે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતણુ તમતણા,
એવી આશીષ વાંચો અમારી પ્રીતમ લખે પ્યારીને. ૧
ગોરી દૈવના જોગે જુદાં પડયા
પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ૦
એસુ બાગ બગીચે કે બંગલે,
રહું તમ વિના અધિક ઉદાસ. પ્રીતમ૦ ૨
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભળે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય; પ્રીતમ૦
તારા હેતથી હૈડું ભરાય છે,
તે તો લેખણથી ન લખાય. પ્રીતમ૦ ૩
મારે અર્થે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરિવાર; પ્રીતમ૦
મારાં લેશ વચન નહી લોપિયાં,
નથી કોપીયાં કદીએ લગાર. પ્રીતમ૦ ૪
તારી નમ્રતા અમૃતથી ગળી,
વળી શોભિતો શાંત સ્વભાવ; પ્રીતમ૦
એથી મનની ઉદાસી તુરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ૦ ૫
તારાંદે વ(?)રા ગુણ કેમ વીસરે,
કેમ વીસરે વીલાપ ભર્યાં વેણ; પ્રીતમ૦
હવે હસતું વદન તારૂં વનીતા,
મારાં નીરખવા તલખે છે નેણ. પ્રીતમ૦ ૬

દિવસે દુ:જ વિના દિલમાં ગોઠે નહીં;
પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ૦
રાત રેઇને આપ્યો રાતી થઇ;
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ૦ ૭
ગોરી મનમા ધીરજ ધરી રાખવી;
કાલે ભાગશે ભવના વીજોગ. પ્રીતમ૦
જેથી રીઝે આપણને જગપતી,
એવો અહોનીશ કરજો ઉદ્યોગ. પ્રીતમ૦ ૮
જે છે વૃદ્ધ પાડોશીયો શુદ્ધ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ; પ્રીતમ૦
વાળીપણ મારા મીત્ર પવીત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ૦ ૯
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો ન મન; પ્રીતમ૦
કાલે દેખીશું દીવસ આનંદના,
જાશે વીસરી દુ:ખે ભર્યાં દન. પ્રીતમ૦ ૧૦
જે જે પ્યારી તમારી સાહેલીયો,
તેને પણ મારા કહેજો જુહાર; પ્રીતમ૦
સાસુ સસરાની આશીષે સુંદરી,
મળશું ભામની ને ભરથાર. પ્રીતમ૦ ૧૧
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવી તન મન રાખજો ટેવ; પ્રીતમ૦
અમે થોડી અવધે હવે આવીશું;
એમ દલપતરામનો દેવ, પ્રીતમ લખે પ્યારીને૦ ૧૨

# પંદર તીથીઓ.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહીના દુખડાં ખોજોરે. મોરલીવાળા ૧
પડવે આવી પકડો મારી બાંહરે, છોગાળા;
કાંઇ સતગુરૂની શીતળ રાખો છાંયરે. મોરલીવાળા ૨
બીજે મારી બાળક બુધ્ધી કાપોરે, છોગાળા;
દયા કરીને શીતળ સુખડાં આપોરે. મોરલીવાળા ૩
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે, છોગાળા;
મુખની વાણી મુજને લાગી મીઠીરે. મોરલીવાળા ૪
ચોથે ચતુરા શું ગયા છો ચુકીરે, છોગાળા;
કાંઇ લેહ લાગી મેં લાજ સરવની મુકીરે. મોરલીવાળા ૫
પાંચમે પુરણાવરતી કેહેવાયરે, છોગાળા;
મુજથી હરિ વિનાતો ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા ૬
છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે, છોગાળા;
મુજ પતિવ્રતાના કારજ કરવા પડશેરે. મોરલીવાળા ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા;
આ મોરલીને શબ્દે હીંડુ છું માતીરે. મોરલીવાળા ૮
આઠમે અવતરીયા અંતરજામીરે, છોગાળા;
જાદવકુળમાં જન્મયા છો અંતરજામીરે. મોરલીવાળા ૯
નોમે કરવા નરપતીના કામરે, છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા ૧૦
દશમે દાવાનળ આવી કાપ્યોરે, છોગાળા;
મામો કંસ મારીને રણુસ્થંભ રોપ્યોરે. મોરલીવાળા ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા;

કાંઇ અંતરજામી અમ સંગાથે બોલોરે. મોરલીવાળા ૧૨
બારશે વૃંદાવન રસ્તો ઝાલોરે, છોગાળા;
મુજ આયુષ જીવને શું મેલો છો વાલોરે. મોરલીવાળા ૧૩
તેરશે કાંઇ ચરણ કમળ ચિત્ત લાગ્યુંરે, છોગાળા;
કંઇ જનમોજનમની ભક્તિ તમારી માગુંરે. મોરલીવાળા ૧૪
ચઉદશે ચરણ કમળની દાસીરે, છોગાળા;
મુજ મંગળકારી ગયા મથુરા નાશીરે. મોરલીવાળા ૧૫
અમાશે કાંઇ ધરણીધર કહેવાયરે, છોગાળા;
કાંઇ નરસિંહ મહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા ૧૬

## પંદર તીથીઓ.

પડવે પાતળીઆ ગીરધારી મારે ઘેર આવજોરે લોલ;
બીજે બાળક બેઠું બાહાર કે, મેં સમજાવીયુંરે લોલ,
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોતીડે વધાવીયેરે લોલ,
ચોથે ચંચળ બોલી નાર, મથુરાની વાટમાંરે લોલ;
પાંચમે પગલાં ભરજો પ્રેમ, કે મારે ઘેર આવજોરે લોલ,
છઠે છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ;
સાતમે સાદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
આઠમે અવતરીયા ભગવાન કે, નિરખુ નાગનેરે લોલ;
નામે નરત કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
દશમે માર્યો મામો કંસ કે, મથુરાની વાટમાંરે લોલ;
એકાદશી પરણી લાવ્યા નારકે, સતભામા ખરીરે લોલ,
બારશે બહુ બળીયા ભગવાન કે, દશોદીશ વાપીયારે લોલ;
તેરશે ધન ધુવે એક નારકે, ગોકુળ ગામનીરે લોલ;

ચઉદશે બનસીવટને ચોક કે, રાસ રમાડજોરે લોલ,
પુનમે પંદર તથો થઇ પુરી કે, ગુણ ગામ રહીરે લોલ.

---

## મલારાવનો રાસડો.

પીતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાવરે મલાવરાવ;
શેહેરનો સુબો ક્યારે આવશેરે. ટેક.
દાતણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૧
ચીની તે પ્યાલા તેલ ભર્યારે, મરદન કરતા જાઓરે મલાવરાવ;
મરદન કરશું વાડિયેરે, ફરતી ફીરંગીની ફોજરે મલારાવ. ૨
વાંબા તે કુંડીયો જળે ભરીરે, નાહાવણ કરતા જાઓરે મલાવરાવ;
નાહાવણ કરશું વાડીયેરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૩
રાંધી રસોઇયો એમ રહીરે, ભોજન કરતા જાઓરે મલાવરાવ;
ભોજન કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૪
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતા જાઓરે મલાવરાવ;
મુખવાસ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૫
સોના તે કેરાં સોગઠાંરે, રમત રમતા જાઓરે મલાવરાવ;
રમત રમશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૬
ઢીંચણ સામો ઢોલીયોરે, પોઢણ કરતા જાઓરે મલાવરાવ;
પોઢણ કરશું વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ. ૭
ક્યાંથી આવ્યા પીટયા જાંગલારે, માથે ટોપીનો ભુરો વેશરે મલાવરાવ;
રાણી રૂવે રંગમોહોલમારે, દાસીઓ રૂવે દરબારરે મલાવરાવ. ૮
હાટે રૂવે હાટ વાણીયારે, ચોરે રૂવે ચારણ ભાટરે મલાવરાવ;
શહેર છોડી સુબો નીસર્યોરે, લીધી નડીયાદની વાટરે મલાવરાવ. ૯

---

# ભાગ ૪ થો.

## અભિમન્યુનો ચક્રાવો.

સરસત સ્વામીને વીનવું રે, ગણપત લાગુ પાયરે;
અજોધ્યા નગરીમાં દહીતનો વાસો તેના તે મસ્તક છેદોરે.
દહીત કાળે કૃષ્ણે કજીઓરે માંડયો,
દહીતોમાંથી દહીતાણી નાઠાં, ગયા ગયા વનમાં ગયારે;
વનમાં જઇ અઇલોચન જન્મ્યા.
સોના કામટડીને રૂપાના ભાલા, અઇલોચન રમવા નીસર્યારે;
જાઇ રહ્યા જાઇ રહ્યા વગડારે વચ્ચે.
વનરે વગડામાં એક પંખી જનાવર,
તેરે જનાવર અઇલોચને માર્યો, ડોશી તેમાં બોલીરે;
બહુ છે બળીયો બહુ બળવંતો,
એવો છે તો તારા બાપનું વેર લેને.
ત્યાંથી અઇલોચનને ઝાળો લાગી, આવી રહ્યા ઘર આંગણેરે;
કે મારી મા મારો બાપ કેણે માર્યો.
બારે બારે વર્ષે દીકરા બાપ કેમ સંભાર્યો;
ડોશી તે મેણું બોલીરે.
તારો તે બાપ કાળા કૃષ્ણએ માર્યો,
બએ કોડો લઇ અઇલોચન ચાલ્યા, જઇ રહ્યા વન વચેરે.
વનરે વગડાનાં લીલાં વૃક્ષરે વાઢયાં;
ડાળા ડાળા પડયારે સુક્યાં, થડીયાં ઉપાડયાંરે.
લાકડાની બાંધી ભારે રે;
ત્યાંથી અઇલોચન સુતારી ઘેર આવ્યો,
બાપરે સુતારી તું મારો વીરો, પેટી ઘડી દ્યું મને આલરે.

બોતેર ખાનાને એકજ કોઠો,
ત્યાંથી અઘલોચન લવારી ઘેર આવ્યો;
ભાઇરે લવારી તું મારો વીરો, આ મને પેટી જડી આલરે.
બત્રીસ તાળાં ને બત્રીશ કુંચીઓ;
ત્યાંથી અઘલોચન ચીતારા ઘેર આવ્યો.
ભાઇરે ચિતારા તું મારો વીરો, પેટી ચિતરી આલ સારીરે;
ત્યાંથી અઘલોચન દરજીડા ઘેર આવ્યો,
ભાઇરે દરજીડા તું મારો વીરો, આનો મને ગાદી સીવી આલરે.
પેટી ઉપાડી અઘલોચન ચાલ્યો;
જઈ રહ્યો જઇ રહ્યો વગડારે વચ્ચે, વડની છાંયે પેટી મુકીરે,
બ્રાહ્મણને વેશે કાળો કૃષ્ણજી આવ્યા.
ક્યાં જાઓ છો મારારે જજમાન, કૃષ્ણનું વેર વાળવા જાઉંરે:
કહો ગોરજી કાળા કૃષ્ણ કેવારે હશે,
તુજ સરખાને તારારે જેવા, દેહીનું પ્રમાણું આલોરે.
લ્યો મારા ગોરજી દેહીનું પ્રમાણું,
ત્યાંથી અઘલોચન પેટીમાં સમાણા, કાળા કૃષ્ણે તાળાં અટકાવ્યારે.
ગોર મારા ગોર મને બહાર કાઢો;
કોણ તારો ગોરને તું કોનો જજમાન, હું છું કાળો કૃષ્ણરે,
પેટી હતી તે આકાશે ઉડાડી.
આકાશના દેવતારે જગાડયા, આ જુદ્ધ કોણે માંડયારે;
અઘલોચન ને કાળા કૃષ્ણએ માંડયા,
પેટી હતી તે પાતાળે પછાડી, પાતાળના શેષનાગ ડોલ્યારે.
આવું તે જુદ્ધ કોણે માંડયું;
અઘલોચનને કાળા કૃષ્ણે માંડયું તેનો થયો ખડભડાટરે,
ત્યાંથારે અઘલોચન મૃત્યુરે પામ્યા.

ખભે પેટીને કાજો કૃષ્ણજી ચાલ્યા, જઇ રહ્યા દ્વારકા ગામરે;
પેટી હતી તે સુભદ્રાને આપી,
જોજોરે એની આ પેટી ઉઘાડતાં સાચવી રાખજો પાસેરે.
નણંદ ભોજાઇ એ માથરે ન્હુએ,
નણદલ તમારા ભાઇ શું લાવ્યા, તે મુજને દેખાડોરે;
પેટી હતી તે સુભદ્રાએ ઉઘાડી.
ભાઇનું કહ્યું સુભદ્રાએ ન માન્યું શ્વાસમાં વાસ સમાઇ ગયોરે,
પેહેલોરે માસ એળેવેળે ગયો;
બીજેને માસે સઇયરને સંભળાવ્યું, ત્રીજાનો મરમ ન જાણ્યોરે.
ચોથે માસે માતાને સંભળાવ્યું,
પાંચમ માસે બાધોને રાખડી, છઠે તે કઠીયલ દુધરે;
સાતમેને માસે ખોળો ભરાવો,
ખોળો ભરાવીને મહીયર વળાવ્યાં, આઠમનો મરમ ન જાણ્યોરે.
નવમેને માસે અભેમન્યુ જન્મ્યા,
સોનાની સળીએ નાળ વધેર્યો, પાણી સાટે દુધડે નવરાવ્યારે;
ચીર ફાડીને ખોળોયાં કીધાં.
જાદવનારે પારણાં બંધાવ્યા, ચોખા સાથે મોતીડે વધાવ્યારે,
સાત પાંચ વરસના અભેમન્યુ થયા;
લેઇ પાટીને ભણવા ગયા ભણીગણી નવચંદા થયારે.
પોતાના કાકા સગાઇયે રે લાવ્યા,
ઓતરા અભેમન્યુ તારીરે નારી, વઇરાટની કુમારીરે;
લીલા ને પીળા વાંસ વઢાવો, નવરંગી ચોરી ચીતરાવીરે,
ત્યાંથી અભેમન્યુ પરણવાને ચાલ્યા, સારા તે શુકન થાયરે.
ત્યાંથી અભેમન્યુ સરોવરીએ આવ્યા, સુકાં સરોવર લીલા થયારે.
ત્યાંથી અભેમન્યુ ભાગોળે આવ્યા, ભાગેળે બેરો વગડાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચઉટામાં આવ્યા, ચઉટામાં ચમર ઢોળાવોરે.
ત્યાંથી અભેમન્યુ જાનીવાસે આવ્યા, સાસુજી પોંખવા આવ્યારે;

ત્યાંથી અભેમન્યુ તોરણે આવ્યા, મામાજી કન્યા પધરાવોરે;
ત્યાંથી અભેમન્યુ ચોરીમાં આવ્યા, મામા દો કન્યાદાનરે.
પેહેલુને મંગળ ફરતું ન ફરતું, દાદાજી દો કન્યાદાનરે;
દાદાજીએ આપ્યા ઘોડીલાના દાન.
બીજુને મંગળ ચોરીમાં વરત્યું, માતાજી દો કન્યાદાનરે;
માતાજી આલ્યા ગાવડીઓના દાન.
ત્રીજુંને મંગળ ચોરીમાં વરત્યું, વીરાજી દો કન્યાદાનરે;
વીરાએ આલ્યા વલડ઼ેઓના દાન
ચોથું તે મંગળ ચોરીમાં વરત્યું ભાભીજી દો કન્યાદાનરે;
ભાભીએ આલ્યા ઝોટડોવાના દાન.
ત્યાંથી અભેમન્યુ પરણીને ઉઠયા, માતાને પાએ લાગ્યારે;
પોતાની માએ આશીશરે આલી.
ઘણું જીવો દીકરા ઘણો આવરદા, ઓતરા તારી નારીરે;
જોજે અભેમન્યુ તારીરે ગોરી, ગોરી છે ગુણવંતારે.
અમારા તે કુળમાં એવી રે રીતો, વર સાથે કન્યા ન હોયરે;
પેહેલેરા પોહોરના શમણારે લાગ્યા.
આરે શમણાનાં કોરા કાકણ નાધા;
એરે શમણામાં દીકરા આળપપાળ, તારા શમણા પડો સુકે લાકડેરે.
બીજેલા પોહોરના શમણારે લાગ્યા;
આરે શમણામાં કોરા ઘરચોળાં પહેર્યાં.
એરે શમણા દીકરી આળપંપાળ, શમણા પડો રાંક રેંટીએરે.
ત્રીજેરા પોહોરના શમણારે લાગ્યા.
આરે શમણામાં રાયકો આણુંરે આવે;
એરે શમણાં દીકરી આળપંપાળ, શમણા પડો સમુદ્ર બેટમાંરે.
ચોથેરા પહોરના શમણારે લાગ્યા;
બાળુડો અભેમન્યુ જુધ્ધે ચડે છે, ઓતરાને આણા આવ્યારે.
ઓતરાના બાપની ઉંચી હવેલી;

સોના કચોળાં ને રૂપાના દોરા, ઓતરા માથલાં ગુંથેરે;
હીરડી વીરડી સાંઢે રતનો રબારી, વેગે આવતો દીઠોરે.
મારારે મા તમે પોઢેલાં જાગો, મા મારે આણેલા આવ્યારે;
બહુરે જુવો દીકરી એ શું બોલીયા.
બારાંએથા રહી ઓતરાએ પુછ્યું;
કયાંથી આવ્યા વીરા કયાં તમે જાશો.
બાળુડો અભિમન્યુ જુધ્ધે ચઢે છે, ઓતરાને આણે આવ્યોરે;
બારીએથી ઓતરા પડતાંરે મુર્છા, ના રહી સુધને સાનરે.
ઓતરાના દાદાએ ડોસીડા જગાડયા, ચુંદડી કાઢો આજ સારીરે;
સારા સારી કાઢેને નુકશાન નીસરે.
દાદે ડેસીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે મરડીયા જગાડયા, ચુડીલો કાઢે બહુ સારરે;
સારા સારા કાઢે નદાયલા નીસરે.
દાદે મરડીયાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે સોનીડા જગાડયા વાળીઓ કાઢ આજ સારીરે;
સારી સારી કાઢે નંદાએલી નીસરે.
દાદે સોનીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાના દાદે માળીડા જગાડયા;
ગજરા કાઢને મોંધા મુલનારે.
ખીલેલા કાઢેને કરમાએલા નીકળે;
દાદે માળીડાને મારવા લીધો.
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે;
ઓતરાના દાદે મોચીડા જગાડયા.
મોજડાંઓ કાઢે મોંઘા મુલનીરે;

રાતી રાતી કાઢેને કાળી કાળી નીકળે.
દાદે મોભીડાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે.
ઓતરાને દાદે સરઝીયા જગાડયા, સારૂ સારૂ કંકુ કાઢેરે;
કંકુ કાઢેને કાજળ નીસરે.
દાદે સરઝીયાને મારવા લીધો;
ઓ મારા દાદા શીદને મારો છો, ઓતરાના કરમનો વાંકરે;
દાદે સાસરવાસે ઓતરા વળાવ્યા, રાયટો નેડીને જાયરે.

---

## વળામણા.

કે મને માર્ગાને રથડા ખેડરે, બાળા રાજારે;
કે મને યુધ્ધે તે સાથે તેડરે, બાળા રાજારે;
કે મને યુદ્ધ જોયાના રસ કોડરે, બાળા રાજારે;
કે આપણ સરખા સરખી જોડરે, બાળા રાજારે;
કે લાવ હું ધરૂં હથીયારરે, બાળા રાજારે;
કે કરૂં કૌરવનો સંહારરે. બાળા રાજારે;
કે છોડી યુદ્ધ વચે વેરરે, બાળા રાજારે;
કે તમને આપું મારા બાપનું રાજરે, બાળા રાજારે;
કે નારી કેશ સમુળા કાઢેરે, બાળા રાજારે;
કે રથ ઉપર દેહ પછાડેરે, બાળા રાજારે;
કે રથ ખેડોતો કાઢું મારા પ્રાણરે. બાળા રાજારે;
કે મારા સસરા મેણા બોલ્યારે, બાળા રાજારે;
કે વહુ આવતી ભમરાળીરે, બાળા રાજારે;
કે મેંતો નથી દીઠી પગની પાનીરે, ઓતરા રાણીરે;
કે તારૂં રૂપ દેખી સુર્યે ન ચડતરે, ઓતરા રાણીરે;

કે મેંતે નથી દીઠી નાકની દાંડીરે ઓતરા રાણીરે;
કે મામા કૃષ્ણનો જાજો વંશરે, ઓતરા રાણીરે;
કે મને પાટા બાંધીને પરણાવ્યોરે, ઓતરા રાણીરે;
કે મને સમરથ બાળા રાજારે;
કે મને સાસરી જોયાનો રસકોડરે, બાળા રાજારે;
કે મારા કાંકણ દોરા છોડાવરે, બાળા રાજારે;
કે મને સમરથ સાસરે દેખાડરે, બાળા રાજારે;
કે મને ઘુમટ તાણ્યાના રસ કોડરે; બાળા રાજારે;
કે મને દીયર દેવરો દેખાડરે, બાળા રાજારે;
કે મને હોળી રમ્યાના કોડરે, બાળા રાજારે
કે મને નાનીશી નણુદી દેખાડરે બાળા રાજારે;
કે મને ઢીંગલે રમ્યાના રસકોડરે બાળા રાજારે;
કે મને સમરથ સાસુજી દેખાડરે, બાળા રાજારે;
કે મને પાય પડયાના રસ કોડરે; બાળા રાજારે;
કે મને જોડની જેઠાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને જોડે હીડયાના કોડરે, બાળા રાજારે;
કે મને વાદલી દેરાણી દેખાડરે, બાળા રાજારે;
કે મને વાદ લીધાના રસ કોડરે, બાળા રાજારે;
કે મને મારૂં માથું વાઢીને દડો ખેલરે; બાળા રાજારે;
કે તારી કેડની કટાર મને આલરે, બાળા રાજારે;
કે મારી જમણી કુખ ધરો સુરરે, બાળા રાજારે;
કે તારી જમણી કુખ ના ધરેશરે, ઓતરા રાણીરે
કે તારી કુખે મોતીગર દીકરોરે, ઓતરા રાણીરે;
કે સરી દેશે રામનું નામરે, ઓતરા રાણીરે;
કે સરી રાખશે બાપનું નામરે; ઓતરા રાણીરે;
કે તેથી સરશે તમારૂં કામરે; ઓતરા રાણીરે;

કે તારી ઢાલડીના ઓઠે મને રાખરે, બાળા રાજારે;
કે તારા આવતાં ઝીણેશ બાણુરે, બાળા રાજારે;
કે ઝાલી ઝાલી ઘોડયલીયાની વાગરે, બાળા રાજારે;
કે મેલો મેલો ઘોડલીયાની વાગરે, ઓતરા રાણીરે;
કે મારા ચઢ્યા શા બાંધ્યબંધ દેખરે, ઓતરા રાણીરે;
કે મેંતો ધાવતાં બાળ વછોડયાંરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંકે, બાળા રાજારે;
કે મેંતો છાણે છાણું ભાગ્યુંરે. બાળા રાજારે.
કે મને તેનું પ્રાશ્ચીત લાગ્યુરે, બાળા રાજારે;
કે મેંતો દીવે દીવો કીધોરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;
કે હુંતો પથરે પાનીઓ ઘોતીરે બાળા રાજારે;
કે મને તેનાં પ્રાયશ્ચીત લાગ્યાંરે બાળા રાજારે;
કે મેતો વેતી નીકે દાધાં પગરે, બાળા રાજારે;
કે મને તેનાં પ્રાશ્ચીત લાગ્યાંરે, બાળા રાજારે;

## ગરબી ૧ લી.

ગીરધારી વાલમ વાત વિચારો, મનમોહન આંખ ન મારો;
મનમોહનરે મુકો મારગ જાવા, કેમ રોકો જુમનાં જાવા. ટે.
રસીયાજીરે પ્રીત તમારી જાણી, મારી ભાભશે હલીની દેરાણી;
કહું વિઠલરે રહેજો અમથી અળગો, શીદ મને જાતાં વળગો.

### ઢાલ.

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીત નવ જાણોરે;
હું જાણું જદુવિર શાણોરે, કહું કેશવરે મુકો જાવા દાવા.
કેમ રોકો જુમના જાવા. ૧

નહી આપું દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;
મુકો પાલવ ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તારી.

ઝુલ.

મુકો મહી મારાં ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરી હાણ હસતાં થાશેરે, પ્રભુ હમશુરે ફંદ કરો કેમ આવા.

કેમ રોકો જમુનાં જાવા. ૨

હરી જાયછેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તને ધુતારો;
નહી સરશેરે અરથ હરિવર અમશું. કહુંછું મોહન સાચુ તમશું.

ઝુલ.

ન કરો નયનનો ચાળોરે, હમો દઇશું જહુવિર ગાળોરે;
લજવાશો કામણગારારે, શામળીઆ શીખ કહું સમજાવા.

કેમ રોકો જમુનાં જાવા. ૩

નવ નાખો છાતીએ હાથ હઠીલા, કહુ વચન તો પડશો ઢીલા;
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવાદયો આજે.

ઝુલ.

મુકો હાર હૈયાથી ટુટેરે, મારી ચોળી કસ વછુટેરે.
વળી મહીનુ ગોરસ ફુટેરે, ગોરધનના સ્વામી બનો કેમ આવા;

કેમ રોકો જમુનાં જાવા. ૪

---

## ગરબી ૨ જી.

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણ તારી પ્રીતી, નવ સમજે સ્નેહની રીતી. ટેક.
વનમાળીરે વનમ વાત જે કીધી, મારી સાસુએ સમજી લીધી.
વળી નણદીરે કાનો કહી બોલાવે, મને મેણાં દઇને ખીજાવે.

ઝુલ.

આરે પરણ્યો મને દુખ દેછેરે, વળી વચન વિલોકીક કહેછેરે,
તેથી અંતર બળતું રહેછેરે, પણ તોડી નથી પ્રિતમ તુજ પ્રિતી.
નવ સમજો સ્નેહની રીતી. ૧
શામળીયારે હાક મને શીદ મારો, ના સાન કરી સમજાવો;
સહુ જાણેરે વાત તારી મારી કહે કેમ કરૂં ગીરધારી.

ઝુલ.

કહો કેમ સામળીઓ આવેરે, વળી શીત કરી બોલાવેરે;
કરી સાન થકી સમજાવેરે, માટે કહુંછુંરે મોહન મારી રીતી.
નવ સમજો સ્નેહની રીતી. ૨
કહે સાસુરે વહુજી રેજો ઢંગે, કેમ જાઓ શામળીઆ સંગે,
સહુ કહેરે વાર લાગી કેમ વાટે, મળ્યો મોહન જમનાં ઘાટે,

ઝુલ

આને ચુડી નંદાય તારીરે, કેમ કુટી કંચુકી નારીરે;
વાત જાણુંછું સારી નઠારીરે, તમે જોડીરે પાતળીયા શું પ્રીતી.
નવ સમજો સ્નેહની રીતી, ૩
માટે મોહનરે આવવું નહી મારે, હું આવીશ જમનાં આરે;
બેશી સુખ દુઃખરે વાત કરીશું વનમાં કો નવ જાણે ગોકુલમાં.

ઝુલ.

નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારારે;
છોઃ પ્રાણ જીવન તમો મારારે, કહે ગોરધનરે કોથકી હું નવ બીતી;
નવ સમજો સ્નેહની રીતી. ૪

---

## ગરબી ૩ જી.

(નરસીંહજીની-રાગ ઉપર પ્રમાણે.)

નરસીંહજીરે વડોદરાના વાશી, તુજ ચરણે કોટીક કાશી. ટેક.
અવનીમાંરે ઉત્તમ નામ તમારૂ, આવ્યા છો ભકતને સારૂં,
તમે માર્યોરે હીરણાકસ્યપ વારૂ, પ્રહલાદ ઉગારણ સારૂ;

ઝુલણા.

કીધું મોટું કામ મોરારી, બહુ બહુ ભકત જનોને તારી;
વસ્યા વડોદરે ગીરધારી, તુજ ભજન કરે મટશે શોક ઉદાસી.
તુજ ચરણે ૨

બળતીછેરે જ્યોત અખંડીત સારી, ભર્યા ટાંકા ઘીના ભારી;
કારતકનીરે શુદ ચોદશ જે વાર મળે મંડળી જન અપાર.

ઝુલણા.

તહાં ભરાય લોક હજારોરે, મળે માલ લેનારરે સારોરે;
નહીં આ દર્શનનો વારોરે, ત્યાં રહ્યાછેરે જગહળ જ્યોત પ્રકાશી;
તુજ ચરણે. ૨

તુળશી વાડીએરે પ્રભુ પુનમે જાય, બહુ ભીડ લોકની થાય;
તહાં ઓચ્છવરે રૂડો કરે હરિજન, કરે ભાવીક સહુ દર્શન.

ઝુલણા

પ્રભુ ધરતા નવા શણગારરે વરઘોડો શોભે અપારરે;
સુખપાલે બેસે મોરારરે, તુળશીશુંરે લગ્ન કરે સુખવાશી.
તુજ ચરણે ૩

મધરાત્રેરે પરણીને આવે વાલો, ચૌટામાં ચતુર રૂપાળો;
બહુ વીધયીરે વાજાં ઉતમ વાજે, પ્રભુ સુખપાલે બીરાજે.

ઝુલ.

ઉડેછે આતસબાજી, ઝુંડ જોઇને થઇએ રાજી,
રહ્યો શબ્દ ગગનમાં ગાજી, બલીહારીરે ગોવરધન હું દાસી.
તુજ ચરણે કોટીક કાશી. ૪

---

## ગરબી ૪ થી.

( રણછોડજીની રાગ ઉપર પ્રમાણે. )

લટકાળારે શ્રી રણછોડ રૂપાળા, મન મોહન મોરલીવાળા. ટેક
શામળીયારે સુંદર રૂપ તમારૂં દેખી મન મોહે મારૂં;
અણીયાળીરે આંખલડી અલબેલા, છો કાન કુંવર વર ઘેલા;

ઝુલ.

મંદીરતો ગગને ગાજેરે, દરવાજે દુંદભી વાજેરે;
પ્રભુ ડાકોર માંહી બીરાજેરે, ભકત તણા છોરે પ્રતીપાળા.
મન મોહન સોનલીવાળા ૧
ગુણવંતારે ગોવરધંન કર ધાર્યો, કાળજવર કંસને માર્યો;
બંધનથીરે માતપીતા છોડાવ્યા, વળી ગોરધન ઢોર ચરાવ્યા.

ઝુલ.

છો અકળકળા અવિનાશી, તમે મારી પુતના માસી;
વળી થયા મથુરાં વાસી, ગોકુળમાંરે બનીઆ આપ ગોવાળા,
મન મોરલીવાળા. ૨
દેવળમાંરે સિંહાસન શુભ છાજે, તે ઉપર શામ બીરાજે;
મુરતીમાંરે રૂપ અલૌકિક ભાસે, જ્યાં જળહળ જ્યોત પ્રકાશે.

ઝુલ.

સુખ સજ્જા સુખમય સારીરે, રેશમ આદી બહુ ભારીરે;

મંદીરની શી બલીહારીરે, શોભોછોરે સુંદર ત્યાં રઢીયાળા;

મન મોહન મોરલીવાળા. ૩

મુસ્તક પરરે મુગટ મણીમય શોભે જોઇ ભક્ત તણા મન લોભે;
કેસરીઆરે ધરીઆ વાધા લાલે, ચંદન કીધું પ્રભુ ભાલે;

ઝુલ.

કર મધે મોરલી ધારીરે, સામે ઉભા ગીરધારીરે;
ગોવરધન બલીહારીરે, પાયે લાગુરે જશોદાજીના બાળા.

મન મોહન મોરલીવાળા, ૪

## ગરબી ૫ મી.

( અંબાજીની રાગ ઉપર પ્રમાણે. )

ધન્ય અંબારે આરાસુર પટરાણી, તેને વિશ્વ બધાએ જાણી,
મા અંબારે ધારી ત્રીશુળ પાણી, ગોખ મધે બીરાજે રાણી.

ઝુલ.

ચૌદ બ્રહ્માંડે તને જાણીરે, તારી કીરતી બધે ફેલાણીરે;
સૌ લોકે તને વખાણીરે આદ્ય શક્તિ વેદ વદે છે વાણી.

તને વિશ્વ બધાએ જાણી ૧

મા તું છેરે સૃષ્ટી તણી સુખ દાતા, તારી ગતી ન જાણે વિધાતા.
નારદજીરે વીણાધારી ગુણગાતા, તુજ દરશનથી સુખ સાતા.

ઝુલ.

માને સેવક ઝાઝુ આહાતારે, ગુણ મંડપ માંહે ગવાતારે;
જયજય શબ્દ વિક્ષાતારે, મા ગુણોરે ગાવારે પ્રેમથી વાણી.

તને વિશ્વ બધાએ જાણી. ૨

મા ત્રિપુરારે તારી ઘણી બલીહારી, વાઘ ઉપર કીધી અસવારી,
કર લીધીરે કટારજ ધારી, મા શોભા બની બહુ સારી.

ઝુલ.

માનું ચંદ્ર વદન સુખકારીરે, વારે વારે લેઉ ઓવારીરે;
તારી અકળ ગતી છે ન્યારીરે, જુગતંબારે નયન રૂપ વખાણી
તને વિશ્વ બધાએ જાણી. ૩

ગુમાબારે તું છે ભવમાં ભોળી, પેહેરી કુકંમ વરણુ પટોળી;
કેશરીરે રંગ ભરેલી, માની જોડ ન જડે ખોળી.

ઝુલ.

મા મહીસાસુર રમદોળીરે, ચંડમુંડને નાંખ્યા ચોળીરે;
રક્તને પાડયા છે ઢોળીરે, શ્રમ લીધાં છે સેવક કાજે થાણી
તને વિશ્વ બધાએ જાણી

બચાર્નારે ભજતાં ભાવટ જાશે, પાપ તાપતો સર્વ પળાશે;
ગુણવંતીરે મહેર કરી તો આવશે, ગુણ ચાચર માહે ગવાશે.

ઝુલ.

માના દરશન થકી દુખ નાસેરે, પ્રેમ ધ   મા ગરબો ગાશેરે;
મા પરસન તેને થાશેરે, ચંદ્ર ગાએરે સેવકને લે તાણી
તને વિશ્વ બધાએ જાણી. ૫

---

## માળાની ગરબીઓ.

માઇ આળીગાળો કાન, માળા ચોરીરે;
જ્યારે પુછશે સાસુ પેર સહચર મોરીરે;
જો કહીને કેલડો સઇ તો, વિપ્રીત ભાસે આજરે;
માણસને શું મોહોડે કહીએ, નિરલજને શી લાજ. મા. ૧
ગોળ પોતાનો ચોરી ખાઇએ, રહીએ સણુગટ વાળીરે,

સ્વારથે મુજ સામુ જુવે, વરણાગીઓ વનમાળી. મા. ૨

સાસુ મારી છે અતિ સાપણ, નણુદલ નાર ઠગારીરે;
કુલ પહેલાં ચોતર ગુંથે, કેડ ન મેલે મારી. મા. ૩

પરણ્યો અમારો પેર ન જાણે, નાહ રસ્યાનો કામરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો, શરણે રાખશે શામ. મા. ૪

## ગરબી ૨ જી.

મારી સાસુ પુછશે વાત માળા ક્યાં ગઇરે,
વાહુ કાલની તારે કંઠે મેં દીઠી નહીરે. ટેક.

લાડકડી વહુ માળા તમારી મેં કાનને કંઠે દીઠીરે,
આવડી ડાહી તને કેમ કરી, વાહી વાત કરે છે મીઠી. મા.

શા માટે તેને આપી છે, ને શો કીધો ઉધારોરે;
શા માટે મારા મંદીર પધારે મોહન કામણગારો. મા.

કાના ચંચળ ચડને વેશે, નરનો સંગ ન છાજેરે;
હરી સંગાથે હસતાં દેખ્યા, હઇડાં મારાં દાઝે. મા.

પ્રાણ થયાનું દુખ નથી પણ, હરી પેખે તે મારુરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, કદીયે ન છુટે નાથું. મા.

## ગરબી ૩ જી.

મારી બાઇજી છે મનમાન સમ હું ખાઇશરે;
મારી નણુદલને નહી ગમે તો મહીયર જાઇશરે,

બાઇજી ઉધવ નામે માળા, રોડલીએ ભરાવીરે;
મેલી થઇ ઘર કામજ લાગ્યું, વળતી વીગત ન આવી. સ.

શું સમળી આકાશેથી આવી, ગગને ઘેર લઇ ચાલીરે;
વંદ્રાવનમાં ગઉ ચરાવતાં ગોવિંદને હાથ લાગી. સ.

અમે વહુવારૂ નાના માટે બોલતાં મુખ બીજેરે;
મોહનનું મુખ મીઠું કરાવી માળા માગી લીજે. સ.
પેરે પેરે પુછી જોજોને, બોલ્યું ન પડે અહારરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રસીયો, સહુની લે સંભાળ. સ.

## ગરબી ૪ થી.

ત્યારે નણદલ બોલી વાત, સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો ભ્રાત, સાચાં થાશોરે.
કહેવા દે મારા ભાઇને, એને કાનુડો બહુ વાલોરે;
મોહનને કહીએ રૂડા દીસોછો, માળા અમારી ધાલો. સમ.
કે દહાડાનું કરણફુલ તે, કયાંય આવી વીસારીરે;
તે મેં કહાનને કાને દીઠું સાંપ્યુ છે સહચર મારી. સમ.
હરિને નીત પ્રિતે નિરખ્યા વિના, વહુને અન્ન ના ભાવેરે;
શામળીઓ સાબેલો થઇને, વહુજી માટે આવે, સમ.
વહુને અતિ ઘણો વહાલો છે શામળીયો શામવરણરે;
રામકૃષ્ણ પ્રભુ રંગનો રશીયો મથુરાંનો ભગવાન. સમ.

---

# પ્રેમની ગરબીઓ.

## ગરબી ૧ લી.

કહેવા દેને કાહાન તારી માને કહેવા દેને કાહાન,
વાહાણાનો વહવાહ વધે છે, રવી ઉગમતે ભાણ, તા. ૧
બિવરાવો તો બીજી નારી, ખરૂં લોહું આરસપહાણ. તા. ૨
વંદ્રાવનની કુંજગલીમાં, હલકું પીપળીયાનું પાણ. તા. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વાળ્યાં અમારાં વાન. તા. ૪

ગરબી ૨ જી.

કાહાન માગ્યો દો, જસોદાજી કહાન માગ્યો દો; ટેક
આજની રૂજની રંગભેર રમવાં;
પ્રભાત પાછો લો. જસોદાજી. ૧
કહાં કાંબીને અણુવટ વિછુવા.
હાર હઇયાનો લો. જસોદાજી. ૨
હસ્તિ ઘોડાને માલ ખજાના;
વહેલી સજુતી લ્યો. જસોદાજી. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગિરધર નાગર.
ચરણ કમળ ચિત લ્યો, જસોદાજી ૪

ગરબી ૩ જી,

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે, ટેક
વંદ્રાવનમાં વેણુ વગાડે,
વાંસ તણે કટકે મારૂં મન લીધુંરે લટકે, મારૂં. ૧
ગાતર ભંગ કર્યાં ગીરધારી;
અમને માર્યાં છે ઝટકે, મારૂ. ૨
પાટ પિતાંબર હરીએ પહેર્યાં;
મોહી હુંતો પીળુડે પટકે. મારૂ. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ
ચરણ કમળ ચિત અટકે. મારૂ. ૪

ગરબી ૪ થી.

મહી ઢળશે મારૂ, મોહનલાલ મહી ઢળશે મારૂ.
લાખ એ લાખનું માટ નંદાશે, શોભીતું સારૂં. મો. ૧
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂ મો. ૨
ફુલ પડે તેની ચોસર ગુથે, લોક બોલે ન્યારૂ. મો. ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ ચરણ કમલચારૂ મો. ૪

# ભાગ ૫ મો.

## ગરબીઓ.

( હાંરે ચાલો ડાકોરમાં જઇ વશિએ એ રાગ. )

હાંરે મારા સમ મોહન મળજો,
હાંરે મારી આશા પુરણ કરજોરે. મારા. ૧
હાંરે મારે ઘેર આજ નથી વાલા;
હાંરે મારા ઘરભણી વળજોરે. મારા. ૨
હાંરે હું આવી પણ આપ મળ્યા નહીં.
હાંરે કહો ક્યારે હવે મલશોરે. મારા. ૩
હાંરે હરીભટના હરી છો રંગ રશિયા.
હાંરે મળિ વહે દુઃખ મારૂ હરજોરે. મારા. ૪

ગરબી ૨ જી

હાંરે લટકાળો ગીરિવર ધારી,
હાંરે મને મારી નેન કટારીરે, લટકાળો ગિરવરધારી;
હાંરે આજ મળ્યારે વહાલો જમુનાની તીરે;
હાંરે એની રૂપ રશીક છબી ન્યારીરે. લટકાળો. ૧
હાંરે શામળીએ કહ્યું સાનમાંરે,
હાંરે મારા પ્રાણ થકી ઘણા પ્યારારે. લટકાળો. ૨
હાંરે હરીભટના હરીએ કર્યુંરે કામણ;
હાંરે મારા શુધબુધ સરવે વિસારીરે. લટકાળો. ૩

ગરબી ૩ જી.

હાંરે મારા સમ કાલે મળજો;
હાંરે પેલું વચન બોલ્યા તે હરી પળજોરે મા.. ૧
હાંરે રસ્તે આળ ન કરીયેરે વહાલા,
હાંરે મારી સાચી વાત સાંભળજોરે. મારા. ૨
હાંરે ઘણી પ્રીત કર્યા પછી ગીરધર;
હાંરે પેલા લોક ડરાવ્યા ન ડરજોરે. મારા. ૩
હાંરે હરીભટના હરી છો હજુ કાચા;
હાંરે તે માટે પાછા વળજોરે. મારા. ૪

ગરબી ૪ થી.

હાંરે જુમનાની તીરે વહાલો.
હાંરે જીવણને જોવા ચાલોરે. જુમ. ૧
હાંરે જુમનાની તીરે વાહાલો ધેન ચરાવે;
હાંરે મોરલી બજાવે નંદલાલોરે. જુમ. ૨
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યાં નહી જવા દેઉં,
હાંરે મટે મનખા દેહીનો લાવોરે, જુમ. ૩
હાંરે હરીભટના હરી છો રંગરશીયા;
હાંરે માટે ઘેરીને ઘરમા ઘાલોરે. જુમ. ૪

ગરબી ૫ મી.

હાંરે ચાલો ચતુર કાંઈ લાજો;
હાંરે તમે આવી અમને શું બાઝોરે. ચાલો. ૧
હાંરે વળગ્યાજુમી ન કરો વહાલા;
હાંરે તમે શોર કરો સીદ ઝાઝોરે. ચાલો. ૨

હાંરે દેખે દુરીજન થાઓ સમજણા;
હાંરે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો. ૩
હાંરે હરીભટના હરીને કરીએ હુકારા;
હાંરે માટે હેત ઘણેરાં અમને દાઝોરે, ચાલો. ૪

ગરબી ૬ ઠ્ઠી.

હાંરે મોહન મળતા નથી હમને;
હાંરે વાલા માન શું આવ્યું તમનેરે. મોહન. ૧
હાંરે હુંતો ઘેલી થઇ ઘર ધંધો ભુલી,
હાંરે આ તનમન સોંપ્યું તમનેરે. મોહન, ૨
હાંરે પ્રભુ વહે આગળે વ્યાકુળ થઇછું.
હાંરે માટે મળજો તાતના સમનેરે મોહન -૩
હાંરે હરિભટના હરી મળો તો;
હાંરે હવે પ્રાણ તજું હું પલમેરે. મોહન. ૪

ગરબી ૭ મી.

હાંરે વિઠલ માં વળગો હમને;
હાંરે પ્રભુ લાજ નથી કંઇ તમનેરે. વિઠલ. ૧
હાંરે સહુ સખીયો ગઇ મુજને રોકી;
હાંરે રહો પરા કહું હું તમનેરે. વિઠલ. ૨
હાંરે ઘેર જઇ સહુ સખીયો કહેશે;
હાંરે તેની બીક ઘણી છે હરિ મનમાંરે. વિઠલ. ૩
હાંરે હરિભટના હરિ આજ જવાદો.
હાંરે વાલા કાલે મળીશ હું તમનેરે વિઠલ. ૪

ગરબી ૮ મી.

હાંરે મોહનની મોરલી વાગી;
હાંરે હુંતો ભરનિંદ્રાથી જાગીરે મોહન ૧
હાંરે હુંતો ઘરમાં સઉ નીંદ્રામાં મુકયાં,
હાંરે ગઇ સખી જ્યાં બડભાગીરે. મોહન. ૨
હાંરે વાલા પ્રેમ ધરીને રાસ રમાડયા,
હાંરે મારી ભવની ભાવટ ભાગીરે. મોહન. ૩
હાંરે હરીભટના હરીયે દીધાં દરશન,
હાંરે મારી વહેની વેદના ત્યાગીરે. મોહન. ૪

---

## ગરબીઓ.

### ગરબી ૧ લી.

મારા મનગમતા મહારાજ, મારે ઘેર આવોરે;
હું તો તલસુ તમારે કાજ, હસીને બોલાવોરે. ટેક.
વીલંબ ન કરશો વિઠલારે, આવો અમ ઘેર આજ,
પેરપેરનાં પકવાન પકાવું ત્રીકમ તારે કાજ. મારે. ૧
મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કહેવાય,
આવી શકોતો આવજોરે, મારૂં જોતામાં જોબન જાય. મારે. ૨
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાજેન્દ્ર સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનના કોડ. મારે. ૩

### ગરબી ૨ જી.

જેનો પેઊડો પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ન રહેવાય, વિજોગે મરીએરે. ટેક

રૂપ જોવંતા રસીયો રૂડો, પરાણે કરે છે પ્રિત;
અણુ તેડયો આંગણીયે આવે, એવી એની રીત, સ૦
બોલાવ્યો બોલે નહીરે કાને કહીએ વેણુ;
શેરડીએ સામો મળેરે, વાલો નીચાં તે ઢાળે નેણ. સ૦
છળભેદમાં છાનો રમેરે, અમને વાયદે વાય;
રાજેને સ્વામી પ્રભુ અંતરજામી, વાલો અરથ પડે ઓળખાય. સ૦

ગરબી ૩ જી.

જાઓ જુઠડા બોલા કહાન, જાઓજી જાણ્યારે
એવા ધુતારાના ઢંગ પરઘેર માણ્યારે
વાટ જોવંતા રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાનજીરે, વાલે અમને વિસાર્યાં છે દુર. જા૦
પરનારી શું પ્રિતડીરે, કીધી ઠામોઠામ;
અહીં આવીને શું કરેરે, જેનો ઘેર ઘેર હોય વિશ્રામ જા૦
કોના મંદીરમાં કાનજીરે કીધી લીલા લેહેર;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, મેં તો જાણી તમારી પેર. જા૦

ગરબી ૪ થી

મને કૃષ્ણ જોયાના કોડ, સહીયર ચાલોરે;
ઉભીયાજીને લાગુ પાય. હરીવર આલોરે;
દેરે દેરે દીવા કરૂંરે, પુજું શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરૂં પ્રભુજીની સેવ સ૦
ગોકુળની ગોવાલણીરે, હીંડે મદમાતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે, એનું મુખડું તે લાલગુલાલ સ૦
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ;

કંથ કોડીલો મારો કાનજીરે, મારૂં સાસરૂં ગોકુળ ગામ. સ૦

કાળંદ્રીને કાંઠડેરે, નાહાતા નીરમળ નીર;

વસ્ત્ર તે વીડ઼્સો હરિ ગયોરે, હું તો શેણેરે ઢાંકુ શરીર. સ૦

ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;

નરનારી વઇકુંઠ પામશેરે, ગુણ ગાય નરહર્યો દાસ. સ૦

---

ગરબો ૫.

તારી મોરલીએ મહારાજ, મન હર્યાં લીધાંરે;

મારી ગઈ છે સુધને સાન, કામણ કીધાંર. ટેક.

સાંભળતાંમાં સુધબુધ ભુલી, ને તનમન વ્યાકુળ થાય;

સુત પતિ પરિવાર સહિત, મને મંદીર ખાવા ધાય. મ૦

અંતરમાં વ્યાકુળ થઇરે, વિસરી ભોજન પાન;

અવળાં આભુષણ પહેરીયાંરે, મેતો નેપુર ઘાલ્યા કાન. મ૦

નેત્રે કાજળ સારીયાંરે, સિંદુર નયણે રેખ;

એકાએકથી ઉતાવળીરે, નિસરી આવી તે દેખાદેખ. મ૦

સન્મુખ આવી ઉભાં રહ્યાંરે, નયણે નિરખ્યા નાથ;

વલ્લભના સ્વામીને રંગે રમતા, મેંતો હરખે જોડયા હાથ,

મન હરી લીધાંરે.

---

## રાસલીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી.

( જગતમાં તે ડરેરે, જગતમાં જે જન બોલે જુઠું, એ રાગ. )

વનમાં લેઈ જઇરે, મુજને ભુલાવી કાનુડે, ટેક.

આંખતણે અણસારે મુજને, સાન કરી સમજાવી;

મેં જાણ્યું આજ રજની રમવા, હેત કરી બોલાવી. વન ૧

મંદીરથી હું બહાર નીસરી, આવી એની પાસે;
કર ઝાલી મુજને લેઈ ચાલ્યો, જાણ્યું કંઇ લઇ જાશે. વન ૨

અંધારા વનમાં ઉભી રાખી, કહ્યું ખાવા કંઇ લાવું;
સામગ્રી બહુ ભાતભાતની જલદીથી લઇ આવું. વન ૩

એમ કહી આ મારગ ચાલ્યો, બોલ્યો વેણ રસાળુ;
વાટ જોતામાં રાત પડી ગઈ, ઉભાં રસ્તો નીહાળુ. વન ૪

ઘન ગાજેને ઘોર અંધારી, રાતે વીજળીક ચમકે;
હું ગભરાણી કાંઈ ના સુજે, કાળજડું મારૂં ફટકે. વન ૫

દાદુર મોર બપૈયા બોલે, ઝરમર મેહુલો વરસે;
વનવગડામાં હું એકલી, પિયુ વિના જીવ તલસે. વન ૬

વીરહના જવાળા શરીરે વ્યાપી, તેથી થઇ હું ઘેલી;
એક દુખમા બીજું થયું બાઇ, વરસાદે કરી હેલી. વન ૭

ચાર પોહોર રાત અથડાણી, ના રહી દુખની બાકી;
મયારામના પ્રિતમ સારૂ, ફરી ફરી હું થાકી. વન ૮

ગરબી ૨ જી રાગ ઉપરનો.

હું તો એકલીરે, મુજને અંધાર વનમાં મેલી, ટેક.

ગભરાણી મારગ ના સુજે, અકળાવે જીવ જાશે;
અરે દઇવ તેં આ શું કીધું, મુંહે વાતો થાશે. હું તો ૧

વેરણ મારી માવડી, મુને પહેલેથી ના મારી;
ઉછેરીને મોટી કરી, ત્યારે સંગ થયો ગીરધારી. હું તો ૨

ત્યારે મુજને વનમાં લાવ્યા, આ સુખને હું પામી;
કોની આગળ કરૂં વારતા, દુખની ના રહી ખામી. હું તો ૩

શું કરૂં હવે કોની પાસે, જઈ વીસામો ખાવું;
કૃષ્ણ નીરગમી ન્હી પ્રગટ થાયે, મારગ ચાલી જાવું. હું તો ૪

શું જાણું એ ક્યાં ગયો, મુને વનડામા મેલી;
મુજ સરખી રસ્તે મળી કાઇ સુંદર અલબેલી. હુંતો ૫
તેના વાસ ગયો હશે કપટી કુંજ વિહારી;
અખારામનો પ્રિતમ પ્યારો, થઇ ગયો વ્યભિચારી. હુંતો ૬

ગરબી ૩ જી

મુજને દગો કર્યોરે, પેલા નંદજીના છોકરે;
માત તાતનું કહ્યું ન માન્યું ન કરયં કોઇનું વારયું,
અંધારે વનમાં તેડી લાવી, કરયું પોતાનું ધારયું. મુજ ૧
મારાથી છળભેદ કરીને, ક્યાં ગયો શું જાણું;
રાત દિવસ વનમા આથડવું, ધીરજ કઇ પેરે આણું. મુજ ૨
અરે વીશંભર આશું કીધું, કેઇ નારે ભરમાવ્યા;
વહાલપણામા વેર કરીને, ગયો તે પાછો નાવ્યો. મુજ ૩
તેના શોચ ઘણેરો મુજને, મનમાં સમજી રહીએ;
સુખ દુખ કરમે ભોગવું, તે માની આગળ કહીએ. મુજ ૪
શાને કાજે વેરી થઇને, આ વનમાં ભરમાવી;
રસ્તે દુખ પામું ઘણું, એને દયા કાંઇ નાવી. મુજ ૫
એવો નિરદય થઈ ગયો, એને શીખામણુ કોણ આપે;
શોક સમુદ્રમાં હું પડી, મારૂં કાળજડું કાપે મુજ ૬
હે પરમેશ્વર કહું છું તુજને, મહારે તે શું કરવું;
અકળામણુ આવે ઘણુા, આ જીવ્યાથી ભલું મરવું. મુજ ૭
એક વિચાર મનમાંય કરૂં, જઉં વંદ્રાવનના વાટે;
અખારામના પ્રિતમ મળશે જમુનાજીને ઘાટે. મુજ ૮

ગરબી ૪ થી.

મનો ક્યાં ગયોરે, અહિંયા કોણુ અમારૂ બેલી.

બીક ઘણેરી લાગે મુજને, નીદ્રા નાવે જાગુ;
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગુ. કાનો ૧
શ્રી નારાયણ શ્રી પુરૂષોતમ વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સાહાય આવીને થાજો. કાનો ૨
રૂદન કરતાં રવિ પ્રગટ થયોને, લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરના સઉ પુછે, ગઇતી ક્યાં એકલી. કાનો ૩
કસુંબે રંગેલી તારી, સાડી ચરણાં ચોળી;
વરસાદે ભીંજાઇને આવી, કોને રંગમાં રોળી. કાનો ૪
તે સારૂ હું ઘેર જઇશ કયમ, એકે દશા નવ સુજે;
કોની આગળ કરૂં વારતા, શરીર થરથર ધ્રુજે. કાનો ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી;
દુઃખા રહે બાઇ મારા સમ તુજને, દીઠે છે મદમાતી. કાનો ૬
કરજોડી તુજને પુછુ છુ, ખબર હોય તો કહેને;
નંદજીના કુવરની મુને ભાળ બતાવી દેને. કાનો ૭
હા બાઇ મે હમણાં દીઠા તો કદમ ખંડીની પાસે;
મયારામનો પ્રિતમ તુજને, જલદી ભેગો થાશે. કાનો ૮

ગરબી ૫ મી.

હુંતો ઘેલી થઇરે, પેલા કાનુડાની સંગે,
સઇવર મારી શું કહું તુજને દીલડાં કેરી વાત;
સાન કરી મુજને તેડી ગયો, મંદીરમાં મધરાત. હુંતો ૧
શું જાણું એણે શું કીધું શું મુજને ખવડાવ્યું;
શું ચેટક લગાડયું મુજને, તેમાં ચિત ભરમાવ્યું. હુંતો ૨
તે દહાડાનું મન ફટકયું. કો આગળ જઇ કહીયે;
અહરનીશ સ્મરણ કરૂં એનુ એ વિના કયમ રહીયે. હુંતો ૩

પ્રથમથી સૌ વાતો કરતાં, છે કાનુડો કપટી,
મુજને ભોળવી ભુરકી નાંખી, તેમાં હું ગઈ લપટી. હું તો. ૪
નાત જાત મરજાદ તજીને કોઇની બીક ન આણી;
કામકાજ ઘર ધંધો ભુલી લાલચમાં લોભાણી. હું તો. ૫
એની મારી વાત સાંભળી, કોઇ દયા મન લાવો.
હરેક રીતે એને સમજાવી મંદીર તેડી લાવો, હું તો. ૬
તો એની સંગે રમીને, દુખડા મારા વામું;
ચટક મારા મનનું દુર થઇ, સુખસાગરને પામુ. હું તો. ૭
તુજને મોકલું એ નહી આગે, એનો નહી વિશ્વાસ;
મયારામના પ્રિતમ વીના, હું વણી થઇ ઉદાસ, હું તો. ૮

ગરબી ૬ ઠી.

મુજને દગો કરીરે, પેલો કયાં ગયો કાનુડો, ટેક.
પહેલેથી તુજને હેત દેખાડી, કપટે કરતો વાતો,
મુજ સરખી અલબેલી મુકી, પર મંદીરમાં જાતો. મુજ. ૧
અકડું અવળું ઘણુંય હેરૂં, કંઇનો આવતો લાગ,
તાહરા સમજે દેખું વાટમાં; ઉતાતી લેઉ પાગ. મુજ ૨
શી એમાં એની તે શોભા કરતો નથી વિચાર;
દુરિજન વ્રજના લોક જાણશે, હાંશી, કરશે વ્રિજનાર. મુજ ૩
જ્યાં મારે મંદીર આવે, કરજોડી રહુ ઉભી;
કઇ શોકે એને ભરમાવ્યો, શા વાંકે મુને દુભી. મુજ ૪
એના મનનું હારદ સમજી, વળતો ઉતર આપું;
શા માટે નગણો થઇ બેઠો, તનમન એને સોંપું. મુજ ૫
માટે જઇ કહેજે કાનને, થઇ રહેજે હુશીયાર;

લોક લાજની ગરજ હોય તો મળજો એકજવાર                    મુજ ૬
મારા મનમાં એવું આવે, એના ઉપર મરીએ,
નહીતો જોગ ધારણ કરીને, જંગલમાં ફરીએ.                    મુજ ૭
બેહેની મારી વાત સાંભળો, કાંઈ દયા મન લાવો;
હરેક તરેહ એને સમજાવી, મંદીરમા તેડી લાવો.                    મુજ ૮
એને શીખામણ દેઇ સમજાવ, તેની થઇ રહુ દાસી;
મયારામના પ્રિતમની આ વ્રજમાં થાશે હાસી.                    મુજ ૯

ગરબી ૭ મી.

રાધીકાજી શ્રીકૃષ્ણને શોધે ને રાસ લિલાનું સુખ સાંભરે છે.

ને છેવટે રાધા કૃષ્ણનો સમાગમ થાય છે.

વનમાં ભુલી પડીરે; પેલો ક્યાં ગયો કાનુડો.                    ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી છે હેલી;
અઘોર વનમાં મુજને મેલી, ત્યાં કોણ અમારૂં બેલી.                    વન. ૧
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મળી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી.                    વન ૨
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી;
માથા ઉપરની મટુકી, હુલારીને લીધી                    વન ૩
જસોદાજી લાલ તમારો, આડા અવળી ચાલે;
સોળ સહસ્ત્ર ગોપીમાં કાનજી એ મનમાને ત્યાં માલે                    વન ૪
આગળ પાછળ મહેલ તમારા, વચમાં અમારી મેડી,
અગાશીમાં અમેજ રમતાં, સાન કરી શીદ તેડી                    વન ૫
મોર મુગટ ને કાને કુંડળ, હરખે વાગે તાળી;
આગળ પાછળ ગોપી નાચે મધ નાચે વનમાળી                    વન ૬

ભમરી ખાતાં ભૂદરજીએ, એવી માયા કીધી;
હરીનો અંતરધ્યાન થયા, એક સખી સંગાથે લીધી ॥ ૭
પુરૂષોતમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશન વાણુ હું, આકુળ વ્યાકુળ થાઉં. વ ॥ ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પૂછી વાત;
રાધાકહે અભિમાન આવ્યું, તારે તજ્યો અમારો સાથ, વ ॥ ૯
ઝાડે ઝાડે જોતી ચાલું, જઈને ઝાલું હાથ;
તમાલ જાણી ત્રીકમજીએ, પ્રેમી બીડી બાથ. વન ૧૦
વંદ્રાવનની કુંજ ગલનમાં, મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રિતમ મળતાં, વેળા અમારી વાળી. વન ૧૧

ગરબી ૮ મી.

( રાધા કૃષ્ણનો સમાગમ થયા પછી રાધા શ્રી કૃષ્ણને કહે છે. )
વાલમ કયાં ગયાતારે, સાચુ બોલો મારા સમ.
છેતરપંડી કરી મુજ સાથે, મેં અવગુણ શો કીધો;
સાચું બોલો કુંજબિહારી, કેઇ સંગે લાવો લીધો. વાલ૦ ૧
તમારે સ્નેહે બંધાણી, છેક માયા ઉતારી;
મુજ સરખી અલબેલી મુકી, કોણ મળી ધુતારી. વાલ૦ ૨
હું ભરોંસો પુરણ રાખી, તમ સાથે લોભાણી;
આ વ્રિજના નર નારીમાં, હું ઘેર ઘેર ગવાણી. વાલ૦ ૩
વેણ વગાડી મોહ પમાડયાં, સરદ પુનમની રાતે;
હેત દેખાડી વાલમ અમને, રાસ રમાડયાં ખાંતે. વાલ૦ ૪
એવું સુખ આપી દુઃખ દીધું, શા માટે મોરારી;
હું અબળા નીરબળ રહુંછું, કેમ દીધી વિસારી. વાલ૦ ૫

વાટ તમારી જોતાં જીવનું, ચો દીસે જોઉં ન્યાળી;
બાર વન ચોવીસ ઉપવનમાં દીઠા નહી વનમાળી. વાલ૦ ૬
જેવું હેત તમારૂં હૈયે, તેવું મારૂં જાણો;
એમ કહી કંઠે કર નાખ્યો, શીદ કરો છો હાસી;
મયારામના પ્રિતમની હું થઇ રહીછું દાસી. વાલ૦ ૭

ગરબી ૯ મી.

ગીરધર લાલજીરે, મારી અવલડી સંભારો. ટેક
સાંજપડે સંભારી લાવો, આડે રહી દોવરાવો,
દુધ ભાતમાં સાકર ભેળું, વાળુ કરવા આવો. ગીર૦ ૧
વ્હાણાને પોહોર વેહેલા ઉઠી, શેર વલોણું સાવા:
ઘી તાવણીમાં લોટ શેકાવું ખાંડ ભેળીને ખાવા. ગીર૦ ૨
ઘરમાં નથી કોઇ ન્હાનું મોટું; કોઇની બીક ન ધરીએ;
એક રાતવાસો આવો તો, મોજ્ઞા ચાલી કરીએ. ગીર૦ ૩
ગોવાળીયાને ગર્વ શો છે જે તેડે ત્યાં જઇએ;
નરસૈયાનો સ્વામી મળોનો, સૌ વાતે સુખીયાં થઇએ; ગીર૦ ૪

ગરબી ૧૦ મી.

(વાંસળીના આહોરવા.)

ધુતારા ધરણીધર તારી વાંસળીરે લોલ;
વાંસળીયે કંઇ ઘેલું કીધું ગામને. ધુતારા. ટેક
સખી નહાતાં ધોતાં વલોવતાં નીસર્યાંરે લોલ;
દળતાં ખાંડતાં રમતાં મુક્યાં બાળજો. ધુતારા. ૨
સખી આ શું સસરો જેઠ જેઠાણી નવ રહ્યાંરે લોલ;
કંથજીને ચાલતી મુકી રીસમાં. ધુતારા. ૪

સખી મધરાતે મોહનજી બેઠા કદમ ચઢીરે લોલ;
ગોપીજનના હરીયાં છે કંઈ ચીરજો. ધુતારા ૪
સખી અવળાં વસ્ત્રને અવળાં આભુષણ પહેરીયરે લોલ;
કાન તણાં લઇ કંઠે ઘાલ્યાં કાશજો. ધુતારા ૫
સખી રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ;
ગોપીજનની પુરી છે કંઇ આશજો. ધુતારા ૬

---

ગરબી ૧૧ મી.

હસવા સરખી હરીસું મારે ગોઠડીરે લોલ;
હસવા સરખું બ્રીજમંડલ શુભ ધામજો. હસવા૦ ટેક
સખી નાહાતાંને ગાતાંરે ગુણ ગોવીંદનારે લોલ;
વસવા સરખું વંદ્રાવન શુભ ગામજો. હસવા૦ ૧
તીરથમારે તીરથ કેશવરાયનુંરે લોલ;
પીવું મારે પ્રેમતણું રસપાનજો. હસવા૦ ૨
નીત હમારી નીરમળ નંદકુંવરશુંરે લોલ;
ભાત હમારી બ્રુધરજીશું ભળતીજો. હસવા૦ ૩
રામકૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીયેરે લોલ;
ગોપી સઘળી ગુણ તમારા ગાયજો. હસવા૦ ૪



# ભાગ ૬ ઠો.

## રાસલીલાની સાખીઓ.

રૂડી સરદ્પુનમની રાતરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે;
મારો વાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે. ૧
વાલે નટવર ધરીયો વેશરે સુંદીર
એના ઘુઘરીઆળા કેશરે સુંદર. સુંદીર ૨
ગોપી અતી ઉતાવળા આવેરે સુંદીર,
મોતી મુક્તાફળેજ વધાવેરે. સુંદીર. ૩
દેહીના શુધબુધ સઘળી વિસારીરે સુંદીર,
નયણે નીરખ્યા તે શ્રી વનમાળીરે. સુંદીર ૪
ગોપી આવ્યાં તે પુરવની પ્રિતેરે સુંદીર;
જઇ મળીયાં તે રંગની રીતેરે. સુંદીર

સાખી.

કેમ આવ્યાં તમે કામની એમ બોલ્યા જુગલકીશોર;
અડધી નીશાએ વનમાં આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં કેમ આવ્યાં;

આ વનમાં તે શું છે કામરે કામની;
તમો જાઓ તમારે ધામરે. કામની ૧
સહુ લોકમાં તો કલંક થાશેરે કામની;
આ ધર્મ તમારો જાશેરે, કામની ૨
તમો ઘરનાં તજી સહુ કામરે કામની;
સ્વામી સુતા મુકોને ધામરે. કામની ૩

શ્રી વલ્લભ પ્રભુજી એમ કહેછેરે કામની;
પછી ગોપી તે ઉત્તર દે છેરે; કામની ૪

સાખી.

પ્રભુ તમેતે જોબન તજાવ્યાં, પ્રભુ તજાવ્યો સંસાર;
પ્રભુ તમોએ વનમાં તેડીયાં, પ્રભુ તમો કરોછો તુચ્છકારરે;
શ્રી નંદના નંદલાલ નંદલાલા

તારી છેલાઈ જોઈને હું તો છાકીરે શ્રી નંદના;
મને વહાલું નથી તમ પાખીરે. શ્રી નંદના૦ ૧
હમે લોપી તે કુળ કેરી લાજરે શ્રી નંદના;
પ્રભુ આવ્યાં તમારે કાજરે. શ્રી નંદના૦ ૨
મને આલો આનંદ રસ દાનરે શ્રી નંદના;
મને લાગ્યું તમારૂં ધ્યાનરે. શ્રી નંદના૦ ૩
હમે શરણ આવ્યાં તહારીરે શ્રી નંદના;
એ મોરલી સુણીને બીહારીરે. શ્રી નંદના૦ ૪

સાખી.

વચન સુણી વ્રિજ નારનાં, થેઈ થેઈ રમીયાં રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી, વ્રિજ સુંદરીની પૂરી વાલે આશરે;
શ્રી ગીરીવર ગીરધારી ગીરધારી.

વ્રિજ સુંદરીની સંગે વાલો ડોલેરે, શ્રી ગીરી;
મુખે જેજે તે શબ્દ બોલેરે. શ્રી ગીરી૦ ૧
મુખે ગાયને લેછે તાળીરે શ્રી ગીરી,
એક એકની વચ્ચે હાથ ઝાલીરે. શ્રી ગીરી૦ ૨
કોઈની સખિ તે વેણી ગુંથેરે શ્રી ગીરી;
કોઈ સખી અધર રસ લુટેરે. શ્રી ગીરી૦ ૩
ત્યાં જમુનાંજ વહે છે ગંભીરરે શ્રી ગીરી;
જુવે તેનું મન થાય સ્થીરરે. શ્રી ગીરી૦ ૪

સહુ દેવતા ત્યાં જોવાને આવેરે શ્રી ગીરી,
તેતો પુષ્પ થકી વધાવેરે. શ્રી ગીરી૦ ૫
ત્યાં ચંદ્ર રહ્યો છે કરજોડીરે શ્રી ગીરી,
શું વરણવું બુદ્ધી થોડીરે. શ્રી ગીરી૦ ૬
પ્રભુ મુખે તે મોરલી ધરી છેરે ગીરી,
ખટ મહીનાની રજની કરી છેરે. શ્રી ગીરી૦ ૭
સહુ રાસ રમીને આવ્યાં ઘેર શ્રી ગીરી,
તેની કોઇએ ન સમજી પેરરે. શ્રી ગીરી૦ ૮
ધન્ય ધન્ય આ વ્રિજની ભુમીરે શ્રી ગીરી;
જુએ તેનું તો મન રહે લોભીરે. શ્રી ગીરી૦ ૯
ધન્ય ધન્ય આ વ્રિજની નારીરે શ્રી ગીરી,
રાસ ક્રીડા કરે શ્રી મોરારી. શ્રી ગીરી. ૧૦
જે ગાય શીખે આ રાસરે શ્રી ગીરી,
તેહેની શ્રી કૃષ્ણ પુરે આશરે. શ્રી ગીરી૦ ૧૧

---

## દાણલીલા.

રા—પાલવડો મેલો મોહનજી મારગડે મને જાવાદો;
આવતાં આપીશ દાણ તમારૂં, મહી મારૂં વેચાવા દો. ૧
શ્રીકૃષ્ણ—વેચતાં તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી;
મહી ગોરસનું દાણજ દોની, વહેલી થાને વ્રિજનારી. ૨
રાધા—નારીને તું ના બોલાવીશ, છાનો રહેને છોગાળા.
કહેણ રાજ છે કંસરાયનું, ગઉ ચારીખા ગોવાળા. ૩
શ્રીકૃષ્ણ-હું ગોવાળીઓ તું ગોવાલણી, ફરિ ગમે તો આવજે;
કંસ સરિખા સો હિચાયતી, સાથે તેડી લાવજે. ૪

રાધા—તેડી લાવું દો મને જાવા, રોકી રહ્યા છો વિજનારી;
  રૂઘનાથના સ્વામી શામળીઆ, ઘેહેલા દીસો છો ગીરધારી. ૫
શ્રી કૃષ્ણ—ઘેલો છું પણ દાણ નહી મુકું, દોકલડો એક ઓછો;
  ગીરધારીએ ગોકુળ વાસ્યું, ઇંદ્ર કરતાં કૃષ્ણ મોટો. ૬
રાધા—મોટો છું ત્યારે મથુરાં મેલી, અડધી રાતે શું આવ્યો;
  પરઘેર રહી તું પેટ ભરતો તને દાણી કોણે કહાવ્યો. ૭
શ્રી કૃષ્ણ—વાંકાબોલી વાર કરે છે, કહેતો હઇયાનો હાર તોડું;
  દાણ દહીનું દેરે અબળા, નહીતો માથાનું માટ ફોડું. ૮
રાધા—હાર નહી તુટે માટ ન ફુટે, ન્યાય નગરમાં પુછાશે;
  રૂગનાથના સ્વામી શામળીઆ, કહો ગોકુળ કેમ રહેવાશે. ૯
શ્રી કૃષ્ણ—ગોકુળ રહો કે જાઓ અત્યારે, દાણ દધીનું નહી મેલું;
  ચીર હર્યા તે ગયા વિસરી, કામનીઓ કારણ પેલું. ૧૦
રાધા—નંદ તણે ઘેર નવલખ ગાયો, નોતું તેં ધન ફાવ્યું છે;
  માતા તારી મહી વેચંતી, હમણાં રાજ આવ્યું છે. ૧૧
શ્રી કૃષ્ણ—હમણા હમણા કરતી રહેજે, મેણાં દેતી મહીયારી;
  ધુતપણામાં છું ધુતારી, ઠગપણમાં છું ઠગારી. ૧૨
રાધા—તું ઠગારો તારી માનો પાળેલો, તારી માને મેણા દેવરાવે;
  રૂગનાથના સ્વામી શામળીઆ, ઝાઝું તે શું કહેવરાવે, ૧૩
શ્રી કૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તું મોહ નથી રાખતી;
  અમો છઇયે રાજા મહારાજા, અમને નથી ઓળખતી. ૧૪
રાધા—ઓળખું છું તું આવ્યો નાશી, મહાવનમાં તું છાનો છું;
  જાદળકુળ મધે જન્મ છે તારો, નંદ તણે ઘેર નાનો છું ૧૫
શ્રી કૃષ્ણ—માતા જસોદા મોટાં બડભાગી, તેના અમો છીએ અધીકારી;
  મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વાસીએ ગઉચારી. ૧૬

રાધા—ગરચારી ગોપી ઘેર વળતાં, અમને હમે ઓધાર્યાં;
રૂગનાથના સ્વામી શામળીયા, તમે જીત્યા અમે હાર્યા. ૧૭

---

## દાણલીલા.

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે;
તમે સમજી રહો મનમાંહરે,
શામળીયા વાલા રહો વેગળારે. તમે વાલા રહો૦ ૧

શ્રી કૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હું તો નહીરે જાવા દઉં તુજનેરે;
તારી મરકીને રાખીશ બાંહરે,
મહીયારી રાધા દો દાણશુ રે. તમે રાધા ૨

રાધા—અલ્યા બાંહ્ય શું મરડે વીઠલારે;
મેં તો તુજ સરખા ઘણા વીઠલારે,
કપરૂ છે કંસનું રાજરે;
શામળીયા વહાલા રહો વેગળારે. તમે વાલા રહો૦ ૩

શ્રી કૃષ્ણ—તારી કંસ થકી શું થાય છેરે;
એવા કંઈ આવેને કંઇ જાય છેરે,
તારા ઉરના ઉતારીશ હારરે;
મહીયારી રાધા દો દાણશું રે. તમે રાધા૦ ૪

રાધા—અલ્યા હાર હૈયાનો તુટશેરે,
મારી મહીની મટુકી ફુટશેરે;
ઘેર સાસુડી દેશે ગાળરે,

શામળીયા વહાલા રહો વેગળરે. શામળીયા૦ ૫

શ્રી કૃષ્ણ—નારી ગાળને આળ તે નહી ચડેરે,
જેહેનું લેણું હોય તે લડેરે;
એમાં દાણ મેલ્યાં ક્યમ જાયરે. મહીયારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંસના કાળાયોરે;
મથુરાંથી ગોકુળમાં કહાવાયોરે,
ચારી નંદ તણે ઘેર ગાયરે. શામળીયા૦ ૭

શ્રી કૃષ્ણ—નારી ગાય ચાર્યામાં શી લાજછેરે,
એતો પોત પોતાનું કાજ છેરે;
તેના મેણલીયાં નવ હોયરે. મહીયારી૦ ૮

રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણુંરે,
સુણો વઢતાં હોય જ્યાં બે જણારે
તુને નિરલજને નહી લાજરે. શામળીયા૦ ૯

શ્રી કૃષ્ણ—નારી લાજે તે કાજ નવ સરેરે;
અહીંયાં બીક તે તું કોની ધરેરે,
આવ મળીયે આપણ બેયરે. મહીયારી૦ ૧૦

રાધા—એવું નિરલજ માં બોલો શામળારે,
તારા કળના ઉતારીશ અમળારે;
મુકો મુકોને અમારો હાથરે. શામળીયા૦ ૧૧

શ્રી કૃષ્ણ—નારી હાથ ન મેલુ તમારોરે,
અહીંયાં અમલ થાય છે માહયરોરે;
માટે દાણના દોકડા મેલરે. મહીયારી૦ ૧૨

રાધા—અલ્યા નંદ બાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પઇસો રોકડોરે;

આવડો કેમ મચ્છર હોયરે. શામળીયા૦ ૧૩

શ્રી કૃષ્ણ—નાર ભ્રખુભાણુની તું છોકરીરે,
તારી પાસે પઇ નથી રોકડીરે;
આવડું કેમ અભીમાન હોયરે. મહીયારી૦ ૧૪

રાધા—હું તો વિનતી કરૂં છું ક્યારનીરે,
સ્વામી રૂઘનાથ હરી તમ થકીરે;
મહીનું તે દાણ નવ હોયરે. શામળીયા ૧૫

---

## દાણલીલા.

ગોપી—અલ્યા કાનજી તું ક્યારે ઘેલો થયો જો,
તું તો શેનું માગે છે દાણજો;
મહીની મટુકી મારી ફુટશેજો,
ગોરસની થાશે હાણજો. ઘેલું શું બોલે ગોવાળીયા જોલે૦ ૧
અલ્યા ન જાણીશ કોઇ બાપડીજો,
કોઇ મળશે માથાફેરી નારજો;
મારગ મુકીને રહેને વેગળોજો,
મારા કંસને થાશે જાણજો. ઘેલું શું બોલે૦ ૨
શ્રી કૃષ્ણ—તારો કંસ કમુથી નર શું કરેજો,
મારી સંગે છે સઘળો સાથજો;
ઘણી દહાડી તે દાણ ચોરી જતીજો,
ઘણે દહાડે આવી મારે હાથજો, ઓળખી તું જાત આહીરનીજો. ૩
ગોપી—અલ્યા હાથની તે હોશ રખે રાખતો જો,
હાથે ચારી જાણે છે ગાયજો;

પાલવ મુકીને રહે વેગળો જો,
મારા વ્રિજમાં થાશે જાણુ જો. ઘેલું શું બોલે૦ ૪

કૃષ્ણ–અલી વૃજમાં વશીને વેર વાળશું જો,
રખે રાખતી હૈયામાં હામજો;
નંદજીના નામ પ્રતાપથી જો,
હુંતો છેદુ તારા કંસનો ઠામજો. ઓઢી૦ ૫

ગોપી–અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો;
નાશીને છુટયો લાડકાજો,
આવી ઉછર્યો છે વૃજમાંયજો, ઘેલું શું બોલે૦ ૬

કૃષ્ણ–વળી વ્રિજમાં વશીને વેર વાળશુંજો.
તું તો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવાજો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓઢી૦ ૭

ગોપી–અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો,
પેટ માટે ચારે છે ગાય જો;
તું આવડો મોટોરે એમાં થયો જો
તુને કોઇએ ન આપી કન્યાયજો. ઘેલું શું બોલે. ૮

કૃષ્ણ–અલી આહીરની કન્યા અમો શું કરૂં જો,
અમો સદા કહેવાય બ્રહ્મચારજો;
રખે પડછાયો પાડતીજો,
તુંતો ધાબળીની ઓઢનારજો. ઓઢી. ૯

ગોપી–અલ્યા લાખ ટકાની મારી લોબડીજો,
હીરા જડીત્ર મારો છે હારજો;

૯

આછી પટોળી મારી પેરણે જો.
તું તો કામળીનો ઓઢનારજો. ઘેલું શું બોલે. ૧૦

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તણ્યોજો,
એનો શંકર સરીખો વણનારજો;
તેરે ઓઢણ મારે કામળોજો,
તેનો શેષ ન પામે પારજો. આછી. ૧૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો,
અમો ચંપક વરણી નારજો;
અલ્યા કાયા કનકને વેર વાધીયુંજો
તું તો પશુ તણો પીંડારજો. ઘેલું શું બોલે. ૧૨

કૃષ્ણ—તું શાને નીસરી મહી વેચવાજો,
અલી બેશી રહેજે ઘરમાંયજો;
દોલત ઘણી છે તારા બાપનેજો,
તું શાને આવી અહીંયાંયજો. આછી ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતાંજો,
જઇ પુછો જસોદા માયજો;
બાંધી મુઠી સવા લાખનીજો,
ઉઘાડીએ તે પત જાય જો, ઘેલું શું બોલે. ૧૪

કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહીં ચાખવા જો,
મીઠી મેળવણીનો સ્વાદજો;
ફીકું પડશે તો પાછું આપશું જો,
તું શાને કરે વિવાદજો. આછી. ૧૫

ગોપી—અલ્યા ગોરસ કેરૂં કારણ અનુંજો,

જેટલું પીએ એટલું પાતજો;
વચને વેર વાધ્યું ઘણું જો,
કદી મન મેળાવો થાતજો. ઘેલું શું બોલે ૧૬

કૃષ્ણ—અમે દાણને મશે શું દુભીએજો,
તું તો ઘણી દીસે છે રીસાળજો;
હસીને તાલી લે હાથમાંજો,
તું પ્રીત ધરીને રસ આલજો ઓછી૦ ૧૭

ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએજો,
હઠ કરે કંઇ નહી એકજો;
લાજ નહી તુને લાડકાજો,
મન આણને કંઇ વીવેકજો. ઘેલું શું બોલે૦ ૧૮

કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરેજો,
જવા નહીં દેઉ નીરધારજો;
આપ્યા વીના કેમ છુટશોજો,
તારા મનશું તું વિચારજો. ઓછી૦ ૧૯

ગોપી—તારા મનનો વિચાર મેં જાણીયોજો,
હઠ શાને કરો છો આંચ જો;
મનમાં મન મળી ગયું જો,
જેમ સાકર ભળે દુધમાયજો. ઘેલું શું બોલે૦ ૨૦

કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
સાકર સરખા બોલજો;
પ્રીતનો બાંધ્યો તુજ પાસછું જો,
આ આપું વચને કોલજો. ઓછી૦ ૨૧

ગોપી—હઠ ભાગીને રસ વાધીયો જો,

ગોવાલણી લાગી પાયજો;
નંદજીનાં કુંવર કૃપાળને જો,
ઉલટ તો અંગે ન માયજો વેલું શું બોલે૦ ૨૨
જે કોઇ ગાય શીખેને સાંભળેજો,
તે ફરી ન આવે ગર્ભવાસજો;
દાણ લીલા દીનાનાથની જો;
ગુણ ગાય રતનીયો દાસજો વેલું શું બોલે૦ ૨૩

## દાણલીલાની શાખીઓ આહેરીયાં ગરબાઓ, વીગેરે ગોવાળીયાનાં.

શ્રીકૃષ્ણ—ઉચિને અલબેલડી, સાંભળને કહું વાત;
વંદ્રાવનને મારગ જાતાં કોણ છે તારી સાથ,
ઉભીરે બ્રિજની નારીરે, પુછું પરણી કે કુંવારીરે;
આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળીરે, ૧

રાધા—સાથવાળી તેને ઘેર બેઠી, તારે થી પડપુછ;
મારગ મુકી રહે વેગળો, તારે મોડે નથી મુછ,
ચાલ્યો જા પાંશરી વાટેરે, સાંખુ નંદરાયને માટેરે;
તુતો ક્યાંનો કાનુડો દાણીરે, પાઉ તને પાંદડે પાણીરે ૨

કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારા માત પીતા, શું છે તારૂં નામ ઉભી ૩

રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
ભખુભાણની હું બેટડી, રાધા છે મારૂં નામ ચાલ્યો ૪

કૃષ્ણ—બોલતી નોતી ને બોલવા શીખી, આવડું બોલી આજ;
વૃંદાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી ૫

રાધા—લાજવાળા છો તે જાણું, ઢાંકી રાખો આપ;
વૃંદાવનને મારગ રોકી, નિત્ય તપાસો લાગ. ચા ૬

કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢડાં, ઝાઝી રાખે ગાય;
છાશ પી મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉ ૭

રાધા—ગોકુળની આવી ગોવાલણી, મથુરાથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયા, તું તો શેનું માગે છે દાણ. ચા ૮

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાને મારગ જાય;
આડો [illegible]ન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવ સાથ. ઉ ૯

રાધા—હું બેટી વૃખભાણની, રાધા મારૂં નામ;
દાણ [illegible]વાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ. ચા ૧૦

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો, કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દઉં તો, નંદબાવાની આણ. ઉ ૧૧

રાધા—આણ તો માનુ કંસની, બીજી ન માનુ કોય;
નવનંદ મારે નેસડે વસે, તારો નંદ તે કોણજ હોય. ચા ૧૨

કૃષ્ણ—કંસ તારો તે કોણ છે, મેં વશ કીધો સહુ ઠામ;
દિવીરીને બોલજ તારી, શુદ્ધ ગઈ કે સાન. ઉ ૧૩

રાધા—શુદ્ધ [illegible] નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ [illegible] નંદના, તારે મન વિચારીને જોય. ચા ૧૪

કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે રાધા, દાણ લેવાનો સહી;
તારા માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉ ૧૫

રાધા—બોલોને ગોપીના વાલા, સાંભળ કહુ તે વેણ;
તારા માને શું કહીયે, તારી પાસે ચરાવે ધેન. ચા ૧૬

કૃષ્ણ—મેણું એણું કરતી રહેજે, મહીયારી મદમાતી;
છાશ પીને દહાડા કાઢે, તુતો રંગે થઇ છે રાતી. ઉ ૧૭

રાધા—કાનજી કાળા ન કર ચાળા, મોરલીયો વાળા;
અડધી રાતે શું નાઠા, તમો ભરીને ઉચાળા. ચા ૧૮

કૃષ્ણ—દાણના દોકડા લેઇશું રોકડા, બીજી ના કર વાદ
તારે મારે ઝગડો થયો, ફોડીશ મહીના માટ. ઉ ૧૯

રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન થાયે આળ;
દાણ લીધામાં શું સમજે, તુ નાનુ સરખુ બાળ. ચા ૨૦

કૃષ્ણ—મહિયારી તું મદની માતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તુજને દેખાડું, થવા દે સંધ્યાકાળ. ઉ ૨૧

રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં, આપીશ તાહરૂં દાણ. ચા ૨૨

કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કહાન;
મહી ખપે કે ન ખપે, તું આપને મહારા દાણ. ઉ ૨૩

રાધા—મહિનાં દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો હરી, આવજો મારે ઘેર. ચા ૨૪

કૃષ્ણ—ક્યારની તું મેણાં દઇને, કીધાં અદકાં વેર;
હેત કરી તું આપવા આવે, હવે લાગે તે કડવા ઝેર. ઉ ૨૫

રાધા—કોહોતો હરી ઘેરથી લાવું, કોહોતો પાઉ આંય;
હિમાના સ્વામી શામળા, તમો મનમાં ન લાવશો કાંય. ચા ૨૬

આવો આવો નંદના છઇયારે, તમે ગોકુળના મહીયારે;
વાત તો વિચારીને કહીયેરે, મારગથી અળગા રહીયેરે. ૨૭

# ગોવાળીયાનાં હારિયાં.



દુધ પીા જાવાદો અમને, શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂં તન. દુધ૦ ટેક.
કુમળી આંગળી મરડાશે, મુકોની મારો હાથ;
હું આી આગળ થકી, પુંઠે આવે સહચર સાથ. દુધ૦ ૧
દીવરે પરણ્યા પિયુ સાથે, ઉભા રહ્યું નવ જાય;
નંદભા શામ અળગા રહોતો, પરશું કેમ બોલાય. દુધ૦ ૨
પીયુ મારો ચતુર નથી તે, શું જાણે બોગની રીત;
તેહે હું પ્રીછું નહી, જે પુરૂષ કેહેવી પ્રીત. દુધ૦ ૩
પ્રેરસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
તે નચાવો છો ઘણા, હું પ્રીછું નહી કાંઇ તેહ. દુધ૦ ૪
સરખી હોય તેને વાહો, મુકોની મારો હાથ,
ળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુધ૦ ૫
પીતા પરણાવશેરે, ઉત્તમ સુંદીર નાર;
રની ઘર વસે નમી, એ વેદનો વ્હેવાર. દુધ૦ ૬
ખ ટળે શરીરનું જો, કોઇશું લાગે મન;
ીતવ્યું તો નવ પામીએ, અતિ દેહીલો દુરીજન. દુધ૦ ૭
ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુધ૦ ૮
મારગમાં ન બોલાવીયેરે આવતા દેખે લોક;
બ્રાહ્મણ પ્રભુ રૂઘનાથજી, જુઠાં આળ ચઢાવે લોક. દુધ૦ ૯



જાઓ નંદના ગોવાળીયાં, તું શેનું માગે દાણ;
જો તું આવીશ ઢુકડો તો, કંસરાયની આણ. જાઓ ટેક
ઘેર જઇ પુછ માતનેરે, છાશ વેચતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કોની શીખ્યો તું ચાલ. જાઓ ૧
પાંપણ ઉપર પાઘડીને, અણીયાળાં લોચન;
કરમાં કાળી કામળી, કાં વદે મીઠાં વચન. જાઓ ૨
અંગ માં મોડીશ આવડું તું રાખજે તારો ભાર;
ચંચળ ચાળા કહાના કાળા, હું તે તારી નહી નાર. જાઓ ૩
મેં તને નિરમળ સાંભળ્યોરે, વસતો વંદ્રાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રગનાથ. જાઓ ૫

---

ઉભી રહે આહેરડી, તું બોલની વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખીરે, અવર નહી કોની તોલ. ઉભી૦ટેક
મારગે છોડી અબોલડોરે, હીંડતી મોડામોડ;
શેરી જોઇને ચાલીએ, ઘેર કંથ સારો હોય. ઉભી૦
સતી સામું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરૂષથી વેગળી રહે, તેની આંખલડી ઓળખાય. ઉભી૦
દાણ લાગે આ ઠામતુરે, અહી નથી કંસનો લાગ;
વણ પીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦
આવતાં આવી કામની, હું જે માગુ તે આપ;
ભાલણ પ્રભુ રૂઘનાથજી, અંતર આણી થાપ. ઉભી૦

---

ઓરો આવરે આહીરડા, મેં જાત તારી જાણી, ટેક.
જુલમ કરો છો જોરાવરારે, કંસરાયને કહીશું;
નીત કડીને દુખ દો છો, તારૂં ગોકુળ મુકીને જઈશું. ઓરો૦ ૧
અમે દાણી નંદરાયનારે, મન માને તે લઈશું;
કહેજે તારા કંસરાયને, હમે ઉત્તર દઈશું. ઓરો૦ ૨
તું સરખા મારે ઘેર ઘણારે, અમને પાયે પાણી;
તારૂં બોલ્યું સાંખું છું તો, નંદનો કુંવર જાણી. ઓરો૦ ૩
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, બાલણ પ્રભુ રઘનાથ. ઓરો૦ ૪

---

છબીલા નંદનારે, તારી ચાલનો ચટકોજો;
છોરા આહીરનારે, તારા મુખનો મટકોજો. ટેક.
ચટકો તારી ચાલનો, પાવડીયે કંગરકોર;
છુમક છુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબી૦ ૧
તાણીને બાંધે પાઘડીરે, ઢળકતો મુકે તોર;
શેરીએ લથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર. છબી૦ ૨
મુખ દેખડાવીને ઘેલાં કીધાં, જાણે હરછ્યા ઢોર;
બાલણુ પ્રભુ રઘનાથજી, મારાં ચીતલડાના ચોર. છબી૦ ૩

---

બ્રખુભાણુ કેરી બેટી, રાણી રાધા છે મારૂં નામ;
દધી તણો જો ખપ કરો તો, આવજો ગોકુળ ગામ. બ્રખુ૦ ટેક
લંપટ સંપટ નાથજીરે, કપટીવાળા કહાન;
દધી તણું જો દાન લેશો તો, કંસને થશે જાણ. બ્રખુ૦ ૧
વંદ્રાવનની વાટમાં તમે, શાને રોકો છો ઘાટ;
તારી માતા તો આવડું મોટું, લેતી મહીનું માટ. બ્રખુ૦ ૨

રાધા તો દાણ નહી આપેરે, તમારૂં શું જોર;
પીતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. બ્રખુ૦ ૩
સુધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘનાથ. બ્રખુ૦ ૪

---

કહા—ધુતારી ઘુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે;
ઉંચીને અલબેલડીરે, પાતળા પરિવાન;
જોબનીયાતું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતા૦ ૧
ગોપી—ન્હાની વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ;
મ્હોં ખાયને આંખડી લાજે, માંહોમાંહે શું દાણ,
ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખુ હું નંદના માટેરે. ચા૦ ૨
કહા—આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર;
વ્હેવાર વાતે લજા શાની, છે વઢકણાની રીત. ધુતા૦ ૩
ગોપી—પાધરી વાટે તે લઢેરે, જેને હોય બે બાપ;
એ દાણ શું લખાવી લાવ્યો, કંસરાયની છાપ. ચા૦ ૪
કાન—છાપતો તારો બાપ કરે છે, સેકડો બ્રખુભાણ;
હમો કુંવર નંદરાયના, ગણું કંસને તૃણ સમાન. ધુતા૦ ૫
ગોપી—સમજી બોલો શામળારે, લોક સાથે શા લાડ;
ભીખ માગી માગીને જીવવુ, માનો પરમેશ્વરનો પાડ. ચા૦ ૬
કાન—ગોપી ગાળ દીયો અહકેરી છે જોરાવરનો છે જોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધુતા૦ ૭
ગોપી—કાન ધરયાનું કામ શું છે, સમજી મનની વાત;
એવો કો દેખતી નથી જે, અડકાડી શકે હાથ. ચા૦ ૮

કાન—આવે નારી ઇંદ્રાણી તો, જાય મુકી માન;
તારૂં સર્વસ્વ લઉં સુંદરીતો, મારૂં નામ છબીલો કાન. ધુતા૦ ૯

ગોપી—છ વરસનું છોકરડું ને, ચોરી પીતો છાશ;
સર્વસ્વ આપું શામળા, તું આવ મારી પાસ. ચા૦ ૧૦

કાન—તું મદમાતી મહિયારી, હું નિકટ ન્હાનું બાળ;
બાળપણું તમને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ધુતા૦ ૧૧

ગોપી—વિવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
પ્રેમાનંદ પ્રભુ જાવા દીયો, ગોપી લાગી પાય. ચા૦ ૧૨

---

## ( ઉંઢાણીનાં હારીયાં. )

વેગળો રહેને વરણાગીયા. ટેક૦
ઉંઢાણી લઇને કૃષ્ણ વૃંદાવન ગયાતા;
હાંરે હુંતો શોધી વળી તે નવખંડમાં જીરે. વેગળો૦ ૧
હાંરે અલ્યા મહીની મટુકી મારી ફુટશે;
હાંરે મારી મોતન કેરી લટ ટુટશેજીરે. વેગળો૦ ૨
હાંરે અલ્યા મોહન તારારે ફંદમાં;
હાંરે મારી દામણી તુટી તે તારા છંદમાંજીરે. વેગળો૦ ૩
હાંરે મારે લાખ ટકાનું ચીર પેહેરણું;
હાંરે અલ્યા ખેંચમાં ખેચમાં ફાટશેજીરે. વેગળો૦ ૪
હાંરે અલ્યા લાલ છડીરે તારા હાથમાં;
હાંરે મુને રોકી તે જમુના ઘાટમાં જીરે. વેગળો૦ ૫
હાંરે સવાલાખનો હાર મારી કોટમાં;
હાંરે અલ્યા તાણ માં તાણ મા તુટશેજીરે. વેગળો૦ ૬

હાંરે અલ્યા દાસ રાજેના સ્વામી રાંટડા,
હાંરે હુંતો મોહી રહી મુછના આંકડાજીરે. વેગળો૦ ૭

---

આજની ઘડીરે રળીયામણી,
હાંરે મારા વાલાજી આવ્યાની વધામણીજીરે. આજ૦ ટેક
હાંરે પુર્યો પુર્યો સોહાશેણુ સાથીયો,
હાંરે ઘેર મલપતો આવે તે હરી હાથીયોજીરે આજની૦ ૧
હાંરે સખી આલેરા વાંસ અણાવીયે,
હાંરે મારા વાલાજીના મંડપ રચાવીએજીરે. આજની૦ ૨
હાંરે સોહાસેણ ચાર તેડાવીએ,
હાંરે મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે. આજની૦ ૩
હાંરે સોહાસેણુ મળજો જે ઘડી,
હાંરે મારા પ્રભુજી પધારે તે ઘડીએજીરે. આજની૦ ૪
હાંરે રસ મીઠડાયે અતિ મીઠડો;
મહેતા નરસૈયાનો સ્વામી કોઇએ દીઠડો હોજીરે. આજની૦ ૫

---

## દાણલીલાની ગરબીઓ.

### ગરબી ૧ લી

હાંરે દાણુ માગેરે દાણુ માગે;
હાંરે તારી મીઠડીના બોલ બાણુ વાગેરે, દાણુ માગે
હાંરે દાન કીયા મુલકનો સુબો,
હાંરે મારા મારગ વચ્ચે ઉભોરે દાણુ માગે ૧
હાંરે દાન કીયા મુલકનો રસીયો,

હાંરે મારા મારગ વચ્ચે વશિયોરે. દાણ માગે ૨
હાંરે કાન ક્યા મુલકનો દાણી;
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણ માગે. ૩
હાંરે કાન ક્યા મુલકનો મહેતા,
હાંરે મારા મારગ વચમાં રહેતારે. દાણ માગે. ૪
હાંરે કાન જળ જમુનાંરે આરે;
હાંરે એમાં કાણ જીતે ને કાણ હારેરે. દાણ માગે. ૫
હાંરે કાન નથી સાકર નહીં મેવા;
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણ માગે. ૬
હાંરે મેહેતા નરસઇયા સ્વામીને વારી
હાંરે ગઉ ગોવાળીયામાં સારીરે, દાણ માગે. ૭

ગરબી ૨ જી.

જવાદો મને શાને રાકો છો વાટમાં,
હાંરે દાણ લેવા સરખા નથી ઘાટમાં. જવા૦ ટેક.
આજ તો અમારે પ્રભુ કામનો દીન છે:
હાંરે મારે એકલાં જવું છે નાતમાં, જવા૦ ૧
મારારે સમ મારી ગાગેર નાંદી,
હાંરે જળ ભરવાં જમુનાજીના ઘાટમાં. જવા૦ ૨
સઘળી સહીયરો ઉભી જમુનાંની તીરે,
હાંરે તેને વચન આપ્યાં છે હાથમાં. જવા૦ ૩
મોતીના નાથને સંગે લેઇને,
હાંરે મારે જાવું સૈયરોના સાથમાં. જવા૦ ૪

ગરબી ૩ જી

હું વાત કહું ઉભા રહોને અલબેલી,

હાંરે દાણુ રીતનાં ઘટે તે જાઓ મેલી. હું વાત. ટેક
ક્યાંથી આવો છો આજ રૂમઝુમ કરતાં,
હાંરે આજ ક્યાં છે સંગની સાહેલી. હું વાત૦ ૧
ઘુંઘટ તાણીને શું જોરમાં જાઓછો,
હાંરે નથી દેતા જવાબ મન મેલી. હું વાત૦ ૨
ધ્યાન ધરીને શું ધ્યાનમાંરે જાઓ છો,
હાંરે આજ ઓણી કરવી છે મારે પેહેલી. હું વાત૦ ૩
મોતીના નાથને તું છું પ્યારી,
હાંરે ઘણે દહાડે થઇછું આજ ભેળી. હું વાત૦ ૪

ગરબી ૪ થી.

જમીનપર જળનાં દાણુ કોણુ લેછે;
હાંરે નથી જાણ્યું લેવાવાળો રહે છે. જમીનપર૦ ૧
નથી સાંભળ્યું પ્રથવી ઉપર,
હાંરે લેવાવાળો અહીંઆં કોણુ રહે છે. જમીનપર૦ ૨
નીત્ય નવા નવા ચાળા કરો છો,
હાંરે એવી કોણુ શીખામણુ દેછે. જમીનપર૦ ૩
વચન કાઢોછો પ્રભુ વઢવા સરીખાં,
હાંરે કોણુ વસ્તી તમારીમાં રહે છે. જમીનપર૦ ૪
મોતીના નાથને એમજ કહીને,
હાંરે ગોપી રસ્તો ગોકુળનો લે છે, જમીનપર૦ ૫

ગરબી ૫ મી.

છબીલી દાણુની રીત કોણે કહાડી,
દાણુ આપો છબીલી લાડી. છબીલી ટેક.

શ્રી જમુનાજીના મોટારે આરા;
હારે જળ ભરવાને આવોને દહાડી — છબીલી ૧
વંદ્રાવનને મારગ જાતાં,
હારે હુંતો લેઇશ લાગત મારી; — છબીલી; ૨
એવાં વચન પ્રભુ કોઇએ ન સાંખે,
હારે એતો સાંખે તે પરણી નારી. — છબીલી. ૩
મોતીના નાથને સરવસ સોપ્યું,
હારે ગોપી રાજી કર્યા છે મોરારી, — છબીલી. ૪

ગરબી ૬ ઠી.

હારે રશિયા મુજને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજેરે;
રશિયા મુજને. ટેક.
હારે હુંતો ગોકુળની ગોજનારી, હારે હુંતો મહી વેચવાને ચાલી;
હારે મારગડે આળ ન કીજેરે, — રશિયા મુજને ૧
હારે હુંતો બ્રખુભાનની છોડી, હારે મારે માથેછે મહિની ગોળી;
હારે લ્યો ખાટાં ગોરસ પીજેરે, — રશિયા મુજને૰ ૨
હારે મારી સંગની સાહેલીયો ચાલી, હારે મને રોકી રહ્યા ગીરધારી;
હારે મારગથી અળગા રહિજેરે. — રશિયા મુજને. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર ગાગર, તનમન અરપણ કીજેરે
રશિયા મુજને૰ ૪

ગરબી ૭ મી.

હારે મારાં ચીર દો વનમાળી, હારે હું છું અબળા નારીરે;
મારાં ચીર ટેક૰
હારે વાલો ચીર હરીને કદમ ચડી બેઠા,
હારે હું છું જળમાં ઉઘાડીરે. — મારાં ચીર૰ ૧

હાંરે ચીરકે બદલે પીતાંબર લેઉગી;
હાંરે જો જાસે હે જાઉં ન્યારીરે; મારાં ચીર૦ ૨
હાંરે પાહે પત્ર કરી નિકશી રાધે,
હાંરે કૃષ્ણ હસત દે તાલીરે; મારાં ચીર૦ ૩
બાઇ મિરાં કહે પ્રભુ ગીરધર નાગર;
હાંરે તમો પુરૂષ હમો નારીરી, મારાં ચીર૦ ૪

ગરબી ૮ મી.

હાંરે એની આપનો શામ ખોટો.
કયા દોશ દેઉ કુબજાકોરે; એની આપનો૦ ટેક૦
આપે ગએ કાગળ નહિ ભેજ્યો.
કયા કાગળનો ટોટોરે; એની આપનો૦ ૧
ગોકુળ મેલી વાલો મથુરાં પધાર્યા,
ત્યાં માર્યો કંસરાય મોટેરો; એની આપનો૦ ૨
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
મારૂં નહિ પીને થયો મોટેરે, એની આપનો૦ ૩

ગરબી ૯ મી.

હાંરે કુબજાને જાદુ ડારો,
બસ કીનો શામ હમારોરે; કુબજાને જાદુ૦ ટેક
જાદુકી પુડીયાં ભર ભર મારી,
ક્યારે કરે વઇદ વિચારોરે; કુબજાને૦ ૧
આણી તીરે ગંગાને પેલી તીરે જમુનાં,
બિચમેં વહે જળ ધાડોરે; કુબજાને૦ ૨

ઇત ગોકુળ ઉત મથુરાં નગરી,
જાત પીયો જળ ખારોરે. કુબજાનો. ૩
કુબજાશે વાલો રંગ રમત હે.
હમકુ દુર કર ગયો ન્યારોરે. કુબજાને. ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
આખર શ્યામ હમારોરે. કુબજાને. ૫

## ચુંદડીની ગરબીઓ.

રસીયાજી મુકો હમારી ચુંદડી.
જવાદો જીવણુ જળ ભરવા કાજજો;
સખી કેહશે વાર ક્યાં લાગી આવડી,
મોટી મોહન છોકડીઆની લાજજો. રશીયાજી. ૧
ઘેરાછો મુજને જાણી એકલી,
પાછળ આવે સૈયરોનો સાથજો;
મનસુબો મનનો હું જાણી ગઇ,
એમ કરે નટવર નહી આવે હાથજો. રશીયાજી. ૨
દુરિજન કંઇ કેહશે મારા કંથને,
રસિયા તેને રીસ ઘણી છે મનજો;
સાસુડી મુજને બહુ સંતાપશે,
નણુદી મુજને કેહેશે કઠણુ વચનજો. રશીયાજી. ૩
એવી તે વિદ્યા કોણે શીખવી,
નીત ઉઠીને આવડો શો ઉધમાતજો;
મોટપણે મોટમ કંઇ આવી નહી,

છેલ તમારી ના 'ગઇ છોકરવાદજો. રસીયાજી. ૪
આઘા રહો અડશોમાં અલબેલડા,
આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઇ વળગો છો શા કારણે,
હું નહીં રાખું તમારો કાંઇ ભારજો. રસીયાજી. ૫

ઘેર જઇ કહીશું તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકુ વેણજો;
પાતળીયા પાલવ મુકો, માહરો.
ઉર ઉપર શા માટે નચાવો નેણજો. રશીયાજી. ૬

આજ પછી તમ સાથે બોલું નહિ,
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો;
શું કરીએ શામળીયા સાચું કહું,
તમ સાથે મુજ મનડું આતુર થાયજો. રશીયાજી. ૭
સ્વારથ તો સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો.
શું સમજો ચારી જાણો ગાવડી,
ઘણી કઠણ છે પરશું કરવી પ્રીતજો. રશીયાજી. ૮

મન વિના કોઇને ના બોલાવીએ,
માણસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચરચા જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો. રશીયાજી. ૯
આતુરતા તમ કરતાં અમને ઘણી;
લાજ તજીને મુખડે ના કહેવાયજો;
પ્રાણ ગયે પ્રીત કરી ના મુકીયે,

મારગ વચ્ચે રોકેથી શું થાય જો. રશીયાજી૦ ૧૦
વાલાજી વાર્યું તે કરીયે માહ્યરૂં;
કોણુ વારની કહું છું જોડી હાથજો;
મારગડો મુકીને અળગા રહો,
કર જોડીને વીનંતી કરે રઘુનાથજો; રશીયાજી૦ ૧૧

ગરબી ૨ જી.

કહાન કાળારે મારી ચુંદડીના ચોર,
છૈયા નંદનારે મારા કાળજાની કોર. કહાન૦ ટેક
ચુંદડી ચોરીને પ્રભુ કદમ ચડયારે,
સાહેલીના સંગમા મારી નજરે પડયા. કહાન૦ ૧
અજબ તરેહની ચુંદડીને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીયા મારૂં શામ થાશે અંગ. કહાન૦ ૨
લાખ ટકાની ચુંદડીને છેડે ઝાઝા રંગ,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કહાન૦ ૩
ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુરે;
નરસૈયાના સ્વામી પાસે માન માગુરે. કહાન૦ ૪

ગરબી ૩ જી.

કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર,
આપું ચુંદડીરે લેને રાધા ઓ નાર. ટેક.
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં;
નગ્ન થઇ જળમાં નાહી દંડ દીધો તેમાં. કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે;
સહુ સખી બહાર આવો સ્યોને અત્યારે. કૃષ્ણ૦ ૨

સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર;
કૃષ્ણ કેરૂં કહ્યું માની કરીયે એવી પેર. કૃષ્ણ૦ ૩
હારી સહુ બાહાર આવ્યાં દેઇને બેઉ હાથ;
ચીર આપી આશા પુરી નરસઇયાને નાથ. કૃષ્ણ૦ ૪

---

## નંદજીનો ગરબો.

તમેરે નંદજી ગોકુળ સાંચરોરે.
ઉતરવો જમુનાજીનો ઘાટજો;
મારી માને નહી હોય ગોઠતુંરે
જસોદા જોતાં હશે વાટજો. તમેરે૦ ૧

ન કરે માત પિતા તે તમે કર્યુંરે અમને બહુ લડાવ્યા લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શાશા માનું પાડજો. તમે૦ ૨
મારી છે પચરંગી લાકડીરે, વાઇતી વેણુ રસાળજો,
તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઇ જાતા ગોવાળજો. તમે૦ ૩
મારી સહુ ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજોજો;
કહે રૂઘનાથના સ્વામી નંદનેરે, અમપર કૃપાદ્રષ્ટે જોજોજો. તમે૦ ૪

### ગરબી ૨ જી.

નયણે નીરને નંદજી બોલીયારે, અમથી એકલડાં ન જવાયજો,
વાટડી જોતાંને રોતાં હશેરે, મનજી ત્યાંય તમારી માયજો. ન૦
હુંતો રાખીશ મારા મનનેરે, તમારી માના મન કેમ રહેશેજો;
માટે ગોવીંદ ગોકુળ આવજોરે, દુરજન મેણલીયાં બહુ દેશેજો;
કહો કોણ વંદ્રાવન મઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણલીયે કોણ ઉઠશેરે, કહો કોણ ભાળે તમારી પેરજો. ન

કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશુંરે કહોને રઘુનાથના સ્વામીજો, નંદ. ૪

ગરબી ૩ જી.

જસોદા પુછે પિઉને પ્રેમશુરે, નંદજી ઉતર ન આલેજો;
મુખથી બોલે પણ બોલાયનહી રે, લાલનાં બોલડીયાં સહુ સાલેજો.
અરણુ કોને મારા કંથજીરે, કુંવરને કયાં મેલી આવ્યોજો;
સરવસ સોંપ્યાં વાસુદેવનેરે, દુઃખના મેરૂ કયાંથી લાવ્યાજો.
આપણે મિત્રાઇ વાસુદેવનેરે, આપણે કયાંનું હતું વેરજો;
આવી આપણા સુતને ભોળવ્યોરે તે રાખ્યો પોતાને ઘેરજો;
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે, અમણે ખોયો છઇયો છોડીજો;
એ રૂગનાથનો સ્વામી ગોવાળીઓરે અમપર નજર ન જોડીજો.

ગરબી ૪ થી.

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે મોહનજી મથુરામાં રહ્યાજો,
જેને નંદને ગોકુલ મોકલ્યારે વિઠ્ઠલ વાસુદેવના થયાજો.
અહીંના સુખમાં ગાયો ચાવવીરે બીજું આહીરમાં રહેવુંજો;
ત્યાં સહુ પુછીને વાતો કરેરે મથુરાં નગરીમાં શું કહેવુંજો,
મથુર નગરી હરીને મન વશીરે, બીજું કંસરાયનું રાજજો,
લક્ષ્મી દેખીને લલચાઇ ગયારે, માટે ગોકુળ કીધું તાજજો.
એ સુરત મનોહર શામળોરે, સજની સૌને લાગે મીઠોજો,
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે, ત્યાં તો રાજા થઇને બેઠોજો.

## પરચુરણ ગરબીઓ.

### ચંદ્રાવળીની ગરબી.

માથે મટુકીને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે;

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી; અમઘેર સસરો રીસાળવોરે;
તમારા સસરાને બીજી વહુવારૂ આણીઆલુ તમથી ઘુંઘટ
તાણે આઘેરારે માથે ૧

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર સાસુ રીસાળવાંરે;
તમારી સાસુને બીજી વહુવારૂ આણીઆલુ તુમથી પાગે
પડે અદકેરાંરે માથે ૨

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે.
મેલો મેલો કાનજી જવાદો જાદવજી અમઘેર જેઠ રીસાળવારે;
તમારા જેઠને બીજી ભોજાઇ આણીઆલુ, તમથી ઘુઘટ તાણે
આઘેરારે માથે ૩

વેચંતી સેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી, અમઘેર દીયર રીસાળવારે;
તમારા દીયરને બીજી ભોજાઇ આણીઆલુ તમથી હેરી
ખેલે અદકેરાંરે માથે ૪

વેચંતી સેચંતી નગરમાં પેઠી કાનુડો છેડલો સાહી રહયોરે;
મેલો મેલો કાનજી જવાદો જાદવજી અમઘેર નણદી રીસાળવાંરે
તમારી નણદીને બીજી ભોજાઇ આણીઆલુ તમથી માથા
ગુંથે અદકેરાંરે માથે ૫

કડવે વચને ગોપીકા એમ બોલે મેલો મારો પાલવ નીરલજરે;
દુરજન દેખે તમે નહી લાજો, છતી ધડુકે માહરીરે માથે, ૬
તોય ન સમજે છોગાળો છબીલો, પાલવ સાહી ઉભો રહયોરે;

ચીર ફાડી ચંદ્રાવળી નાડી કાનુડો હાથ ધરી રહ્યોરે

માથે મહી, ૭

ગરબી ૨ જી અજવાળી રાતની;

આસો માસો શરદ પુનમની રાતજો,
ચાંદલીયો ઉગ્યોરે સખી મારા ચોકમાં. ટેક
સસરો મારો દેર સરખો દેરજો;
સાસુડી દેરારે કેરી પુતળી, ૧
જેઠ મારો અશાડીલો મેહજો;
જેઠાણી ઝબુકે વાદળ વીજળી, ૨
દિયર મારો ચાંપલીયાનો છોડજો
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી ૩
નણદલ માહારી વાડી માંહેની વેલજો
નણદોઇ તે વાડી માંહીનો વાંદરો ૪
પરણ્યો મારો ચતુરસુજાણજો,
તાણીને બાંધેરે નવરંગ પાઘડી ૫
એ પાઘડીએ દશ દશ આંટાજો
આંટેને આંટેરે નવરંગ પાઘડી ૬
ગોરીનો પરણ્યો વહાણુ કમાવા જાયજો
વાહાણેથી લાવેરે ખારેક ટોપરાં, ૭
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો
ટોપરડુ ખાય તો ગોરીને કુચા વળે. ૮

ગરબી ૩ જી જસોદાજીના બાળ ભાવની

દુર ખેલન મત જાઓ મેરે લાલન, દુર મિલેગો હાઉ ટેક
મચ્છરૂપ સંખાસુર માર્યો, લાયો વેદ છોરાઉ.

ચાર વેદ બ્રહ્માકો દીનો, મેં તહાં ન દેખા હાઉરે;
દુર ખેલન મત જાઓ, મેરે લાલન દુર મીલેગો હાઉ
વારાહરૂપ ધર પર્વત લાયે પૃથ્વી દાઢ ચઢાઉ — દુર૦ ૨
બ્રહ્મા લક્ષ્મી નિશદિન આપે મેં તહાં ન દેખા હાઉ
નરસિંહરૂપ અવતારમે બડ અસુરકો ભે ઉપજાઉ
બડો દેવ હિરણ્યાકશ્યપ માર્યો મેં તહાં ન દેખા હાઉ — દુર૦ ૩
વામનરૂપ છલ્યો બલરાજા પગલાં ત્રણ ચઢાઉ
ઇંદ્રાસન ઇંદ્રકો રાખ્યો મેં તહ ન દેખા હાઉ — દુર૦ ૪
ફરશુરામ અવતારમે, બડે અસુરકો ભે ઉપજાઉ
ક્ષત્રી મારી નક્ષત્રી કીધી મેં તહાં ન દેખા હાઉ — દુર૦ ૫
રામચંદ્ર અવતારમેં દશ મુસ્તક છેદી લાઉ
સોનેકી લંકા ખાખ કરડારી મેં તહાં ન દેખા હાઉ — દુર૦ ૬
જમનાકે તીર ઘેન ચઢાઇ ભુજા બની બિચરાઉ
શેષ પતાલ કાલીનાથ નાથ્યો મેં તહાં ન દેખા હાઉ — દુર૦ ૭
બાંધો મન મોહન ભક્ત વત્સળ બળ જાઉ
જમલા અરજુન વૃક્ષ ઓધારે મેં તહાં નદેખા હાઉ — દુર૦ ૮
બાલાપનમેં મૃતીકા ખાધી ચઉદ લોક દે જલાઉ;
સુરકેસ્વામી તેરી અદભુત લીલા મુખે કહી ન જાઉ

## ગરબી ૪ થી

હાથ વહુટી મારી મટુકી ફુટી દધી વેચતાં લુટીરે
પીતળ લોટા જળે ભરાવું દાતણુની ચતુરાઇરે — હાથ ૧
ચીની તે પાલ્યા તેલે ભરાવું મરદનની ચતુરાઇરે — હાથ
ત્રાંબાકુંડી જળે ભરાવું નહાવણુની ચતુરાઇરે — હાથ ૨

શેવ સુંવાળી લાપશી રંધાવું, ભોજનની ચતુરાઇરે હાથ
પાન સોપારી લવીંગ મંગાવું મુખવાસની ચતુરાઇરે હાથ

ગરબી ૫ મી

ઝુમકહાર શીદ તોડયો હો રાજ મારો ઝુમકહાર શીદ તોડયો;
હારની પડીછે ત્રણ ઓળો હોરાજ મારો ઝુમકહાર શીદ તોડયો;
જળ જમુનનાં નીર ભરવા ગયાતાં ઘટ મારો શીદ ફોડયો હો
વંદ્રાવનને મારગ જાતાં કાંડું ઝાલીને હાર તોડયો હો
વંદ્રાવનને ચોકે રમતાં કુડાં વચન કોણ બોલ્યો હો
પ્રીત કરી પણ કરતાં ન આવડી નંદ આહીરનો છોરો હો
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર આવ્યને નટવર ઓરો હો

ગરબી ૬ ઠી

ગગરી ઉતારરે વનમાળી, મટુકી ઉતારરે વનમાળી
ઊતાર ઉતાર જલદી ઉતારરે વન
મેરે શીરપર હોગઇ ભારી ગગરી ઉ ટેક
સુનેકી ગગરીને રૂપલા ઉઢાણી ભરગઇ રાધે પ્યારી ગગ૦ ૧
જળ જમુનાકી ચીકણી મટુકીયાં લગ ગઈ રાધે પ્યારી ગગ૦ ૨
મેં પ્હેરી કસુંબલ સાડી તેરી મુગટકી છબી ન્યારી ગ૦ ૩
મેં પ્હેરી જરકસકી ચોળી તેરે મોરલીકી છબી ન્યારી ગ૦ ૪
મેં પ્હેરી મોતનકી માળા તેરે ગુંજમાળકી છબી ન્યારી ગ૦ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરનાગર ચરણકમળપર વારી ગ૦ ૬

ગરબી ૭ મી

## ઇશ્વરને પુજવા વિશે

( હું તો ઇશ્વરને પુજવા નીસરીરે લોલ એ રાગ )

શામ સલુણા કુંવર નંદનારે લોલ

તેં મને નાંખી ફંદમારે લોલ; શામ૦ ૧
હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ
ઓઢવાનું અંબર વીસરીરે લોલ શામ૦ ૨
હું તો ગાવડીને દોવા નીસરીરે લોલ
શેલો લીધો ને તામડી વીસરીરે લોલ શામ ૦૩
હું તો દરશન કરવાને નીસરીરે લોલ
સાળુ પહેર્યા ને ચોળી વીસરીરે લોલ શામ૦ ૪
હું તો જુમના તે જળને નીસરીરે લોલ
ગાગેર લીધી ને ઘડો વિસરીરે લોલ શામ૦ ૫
જમતાં તે જીવણ સાંભર્યોરે લોલ
કંઠે ના ઉતરે કોળીયોરે લોલ શામ૦ ૬
વલવના સ્વામી શ્રી હરીરે લાલ
તનમનથી હું તમને વરીરે લોલ શામ૦ ૭

---

ગરબી ૮ મી

શામળીયાલાલ સાસુડી સંતાપે કહો કેમ કીજીએ
ક્યાં જઈએ હરી ઘરમાં બેશી રહીયે તો રાંડ ખીજશે;
મારી સાસુ સંખણી છે એવી નણુદલને નાતરે દેઉ પહેલી
તે તો વાત નથી કહેવા જેવી શામ૦ ૧
મારો સસરો સાધુજન ઘણો મને આશરો છે તેના તણો;
મારો જેઠ ઝાંપડો બુદ્ધિ વનો શામ૦ ૨
મારો દિયરીયો હડધા મેલો તેતો લડાઈ કરવા સહુ પહેલો,

એની દુષ્ટ બુદ્ધિ ઢાંકી મેલો — શામ ૩
જાણે સુડી વચ્ચે સોપારી હું તો અનાદની છું તમારી
પદ ગાશે વધશ્રવ વીચારી. — શામ. ૪

ગરબી ૯ મી

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ
ચાલો ત્યાં સુધી સુતના પ્રેમ ચરિત્ર દેખાડી દીજીએ — ટેક
વાલે કઉતક કીધું મંદીરમાં
એણે માખણ પેડો લીધો કરમાં
એણે માંકલડાં ઘાલ્યાં ઘરમાં — ઓ જસોદાજી ૧
વાલો સંતાડયાં શોધી કાડે
હોય ઉંચા પણ હેઠાં પાડે
એતો ખાય ખવરાવે વણસાડે — ઓ જસોદાજી ૨
વાલો સુતાં બાળકનાં અંગ મોડે
મારાં બાંધ્યાં વાછરૂ છોડી મેલે
દધી ગોરસ દુર થકી ફોડે — ઓ જસોદાજી ૩
દયા પ્રિતમના સ્વામી રસીયા,
દધી ગોરસપર આવે ધશીયા
ધન્ય ભાગ્ય અમારૂં વ્રજમાં વશીયા — ઓ જસોદાજી ૪

ગરબી ૧૦ મી.

ઓ છોગાળી અંબોડો ગુંથીને વાંકો મેલ તું
તું મુકી દે વાલપણું તારૂં રંગમાં રેલશું
વરણાગીમાં છે વાંકી તેને મારગ જાતાં મેં ઝાંખી
તું સમજી લેને જા અહીંઆંથી — ઓ છો. ૧

શણગાર સજીને આવોને તમે મારા મનમાં ભાવોને
તમે કોક સંગાથે ફાવોને                                    ઓ છો ૨
તારો લટકો જોઇને લોભાયો હું નંદ જશોદાનો જાયો
સખી દયા પ્રિતમનો કેવાયો                                  ઓ છો ૩

ગરબી ૧૧ મી

તમને શું કહીયેરે કામણ ગારા છો
ગોપીજન વલ્લભરે પ્રાણ હમારા છો,
પુછુંછું તમનેરે સાચું કહો અમને;
મારા સમ મોહનરે નહી દુજાવું તમને,
હઇયાપર હારજરે ખાતે ખુપ્યા છે,
તમ સરખા જીવણરે કાંઇએક ધુત્યા છો;
આ દુરબળ રાતારે, ચંદન ચળકે છે,
મુખને તંબોળેરે તેલોવટ લટકે છે,
આ તે શું અચરતરે આવ્યા સેજડીયે;
રણછોડના સ્વામીરે અચરતની ઝડીઓ.

ગરબી ૧૨ મી.

વારૂ છું વાલમરે અમને અડશો માં,
વાટેને ઘાટેરે અમને વઢશો મા;
અમે વહુવારૂરે લાલા લાજ ભર્યા.
બોલતાં બીજેરે કંથે કેદ કર્યા,
સાસુડી સુણશેરે નણદલ નાની છે,
પ્રીતલડી છે પણરે તમશુ છાની છે;
શું જોર જણાવોરે આવડા વાલાજી,

તમે કોના કુંવરરે, કહો અમને લાલાજી,
પાળેલા કહીને સઉકો સાદ કરે,
એમાં શા તોલજરે પરઘેર પેટ ભરે;
મનગમતા કીધારે, લજ્યા લોપીને,
રણછોડના સ્વામી, ધન્ય આ ગોપીને.

ગરબી ૧૩ મી.

આવના આવના આવનારે, શામ મેરી ગલીસે આવના;
આવના તો દુરશે બતાવનારે શામ મેરી ગલીશે આવના.
તેરેરે ખાતર બાગ બનાયારે, ફુલકુ હાર ગુથાવનારે. શા. ૧
તેરેરે ખાતર દહી જમાયારે, પ્યાલા ભરી ભરી પાવનારે. શા. ૨
શેવ સુંવાળી લાવશીરે રૂચી રૂચી ભોગ લગાવનારે,
લવીંગ સોપારીને એલચીરે, પાનુકી બીડીયાં ચાવનારે. શા. ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણકમળ ચીત લાવનારે. શા.

ગરબી ૧૪ મી છેલની.

હાંરે અલ્યા વાંકી ન પહેરાએ પાઘડી;
હાંરે તારી પાઘડી પાદુઓ ખવરાવશેરે વેગળો રહેને વરણાગીઆ.
હાંરે અલ્યા નેન કટાક્ષ નવ કીજીએરે;
હાંરે તારાં નેણલાં તે મેણલાં મરાવશેજીરે, વેગળો. ૧
હાંરે અલ્યા બંગી લેલાટ નહી લેખીએ,
હાંરે તારી બંગી તે કુઢંગીમાં કઢાવશેજીરે. વેગળો. ૨
હાંરે અલ્યા પાન બીડાં નહી ચાવીયે,
હાંરે તારાં પાન તે બાન ભુલાવશેજીરે. વેગળો. ૩

હાંરે અલ્યા વગર વિચાર્યું નહી બોલીએ;
હાંરે તારૂ તોલ બોલવા થકી થશે જીરે. વેગળો. ૪
હાંરે અલ્યા વિશેષ કેશ ન વધારીયે
હાંરે તારા કેશ તે વેશ ભજાવશેજીરે. વેગળો. ૫
હાંરે અલ્યા કડકડતાં કેડીઆં ન પહેરીયે,
હાંરે તારાં કેડીઆં તે બેડીયાં ઘલાવશેજીરે. વેગળો. ૬
હાંરે અલ્યા વેઢે મઢીશ નહી આંગળાં,
હાંરે જશે વેઢ બનીશ ઢેડ જોશે જાંગલાજીરે વેગળો. ૭
હાંરે અલ્યા હિરકોરી ધોતીયાં ન પહેરીયે;
હાંરે તારાં ધોતીયાં તે ધુળ ઘલાવશેજીરે. વેગળો. ૮
હાંરે અલ્યા ચમચમતી મોજડી ન પેહેરીયે,
હાંરે તારી મોજડી તે રોઝડી કરાવશેજીરે. વેગળો. ૯
હાંરે અલ્યા ખભે દુશાલા નહી નાંખીયે,
હાંરે તારા દુશાલા તે નામ ડબોવશેજીરે. વેગળો. ૧૦
હાંરે અલ્યા અત્તર ફુલેલ નહી વહોરીયે;
હાંરે તારાં ફુલેલ તે તેલ કહાવશેજીરે. વેગળો. ૧૧

ગરબી ૧૫ મી

મારૂ સોનાનું છે બેડુંરે, છેલ છબીલા છોગાળા;
મારી રૂપાની ઉઢાણીરે. છેલ છબીલા૰
હુંતો સરોવર પાણી ગઇતીરે, છેલ છબીલા૰
મને કાબે બળદે મારીરે, છેલ છબીલા.
મારા આછા સાળુ ફાટયારે. છેલ છબીલા.
આ ગોકુળ ગામના દરજીરે. છેલ છબીલા.

મારા આંબા સાગુ ભરોરે, છેલ છબીલા.
મારી સાસુ ન જાણે શીવ્યારે, છેલ છબીલા.
મારી નણંદ ન જાણે ઓટયારે, છેલ છબીલા.
મારી જેઠાણી ન જાણે ઢાંકયારે, છેલ છબીલા.
તારો સાંધવાનો સવૈયોરે, છેલ છબીલા.
તારો ઓટયાનો રૂપૈયોરે, છેલ છબીલા.

ગરબી ૧૬ મી.

મારારે સ્વામી ઓશોને વાલા;
જસોમતી નંદ તણા લાલા. મારા૦ ટેક
ઘેલીરે થઈને ગોકુળમાં ભમતી,
બીજારે કોઇની વાતો નથી ગમતી. મારા૦ ૧
એવીરે તમને કોણ મળી ધુતી;
જેણે તારૂ ચીતડું લીધુ લુટી; મારા૦ ૨
વાલારે તારી વાટલડીરે જોતી;
આંસુડાં ભરી ભરીને રોતી. મારા૦ ૩
ભુંડારે લોકે ભરમાવ્યા તમને,
તેથી તમો મળતા નથી હમને. મારા૦ ૪
વાલારે તમને કશું નહી કહીશું,
મોહન તારી મરજી મુજબ રહીશું. મારા૦ ૫
ઝાઝુરે હવે શું કહીએ તમને;
મોહન વર મેહેર કરો હમને. મારા૦ ૬
એવું શુણી આવ્યા ગીરધારી;
દીધું આલીંગન ત્યાં મોરારી. મારા૦ ૭

## ગરબી ૧૭ મી મેદી વિશે.

મેદી મેદી શું કરોને મેદી મોટાં ઝાડ,
એક ડાળુ હલાવીએ તો, ડાળાં હાલે ચાર, સહીયર મેદી લેશોરે.
મારી સાસુએ એમ કહ્યાં જે વાસીદાં વાળી મહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કચરા વેરી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યાં જે પાણી ભરી મેહેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે બેડાં ફોડી મેલ. સહીયર
મારી સાસુએ એમ કહ્યાં જે રાંધણાં રાંધી મેહેલ,
મેં ભોળીએ એમ સાંભળ્યાં જે કહલેડાં ફોડી મેહેલ. સહીયર

## ગરબી ૧૮ મી ફકીરીની.

લેનાં ફકીરી કયા દીલગીરી, સદા મગનમેં રહેનારે. ટેક.
કોઈ દીન પેંડા કોઇ દીન બરફી, કોઇ દીન ફકમ ફકારે, લેના.
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઈ દીન પાંઉંસે ચલનારે. લેના.
કોઇ દીન બંગલા કોઇ દીન બગીચા, કોઇ દીન જંગલ ડેરારે. લે.

## ગરબી ૧૯ મી ચોરાના બેસણાની.

હાંહાંરે કે ચોરા છોબનના, હાંહાંરે કે બેઠક મોટાની,
હાંહાંરે ક્યાં ભાઇ બેઠા છે, હાંહાંરે જીવણભાઇ બેઠાં છે,
હાંહાંરે મોકાતી પાન આપે, હાંહાંરે કે આપતાં વાર લાગી;
હાંહાંરે કે સોટીઓ સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ માર્યા.
હાંહાંરે કે ઢીમ નવ માથા, હાંહાંરે કે સાચવા શા માટે,

હાંહાંરે વાંક નથી હમારો, હાંહાંરે કે વાંક છે નણુદીનો.
હાંહાંરે કે તેણે મને મરાવી.

ગરબી ૨૦ મી ખતરણુની

ખતરી વાડાની ખતરણુ લાલ હંબોડારે,
ખતરણુ આવી બેઠી ગોખ લાલ હંબોડારે;
તે તો મોડાતીની શોક લાલ હંબોડારે,
ભાઈ છાના પેંડા લાવે કે લાલ હંબોડારે.
પેલી ખતરણુને ખવરાવે કે લાલ હંબોડારે,
મોઢું લોતી બારીએ બેસી રૂએ કે લાલ હંબોડારે;
એની સાસુ આંસુ લુહે કે લાલ હંબોડારે,
વહુઅર આવડી છે પેર લાલ હંબોડારે.
ખતરણુ કાલે જાશે ઘેર લાલ હંબોડારે,
આપણે કરીશું લીલા લેહેર લાલ હંબોડારે.

ગરબી ૨૧ મી.

અચકો મચકો કારેલી.
તમને કઈ વહુ ગોરાં ગમશે લાલ અચકો મચકો કારેલી
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ અચકો.
એ ઠીંગણીને શું કરશો રાજ, અચકો.
એ ઠીગણી દામણગારી રાજ, અચકો.
એને ઉંચી ઉંચી મેડીએ બેસારશું રાજ, અચકો.
એને ટાપલો ધરાણું ઘાલશું રાજ, અચકો.

ગરબી ૨૨ મી.

સુણ ચતુરસુજાણ પરનારી શું પ્રીત કઘુ નવ કીજીએ.
જેણે પ્રીત કરી પરનાર તણી, એને હઇડે રૂખણ ઘણી.

એણે કુળની લજ્યા કાંઇ ન ગણી. સુણ૦ ૧
તમે પેહલા મળશો દુતીને, તારૂ સરવશ્ચ લેશે ધુતીને
પછી રહેશો અંગ ભભુતીને, સુણ૦ ૨
તમે એઠા મુછો મરડીને, તારૂ કાળજુ ખાશે કરડીને;
નહી મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂ સરવે લેશે વાહીને;
તને કરશે ખોખુ ખાઇને, સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીઓ કરે કાલાવાલા;
તમે દરશન દોને મોરલીવાળા, સુણ૦ ૫

## ગરબી ૨૩ મી.

ગરજીરે તમને મેં દીઠા ગીરધારી,
મતલબીયા છો મોહન મોરારી. ગરજી. ટેક.
મનેરે માયા લાગી છે તારી,
મારે મન ઝાઝી છે મોરારી;
વાલારે મને શા માટે વીસારી, ગરજી૦ ૧
પેહેલીરે મને ખબર આવી પડતી,
એની સાથે પ્રીત નહીરે કરતી;
વાલા તો મને મેલી ગયા રડતી, ગરજી૦ ૨
મેતારે જાણ્યું ઉજળું તે દુધ હશે,
તેનેરે બાને વાહી મને જાશે;
રહીતી હુંતો તારે વીશ્વાસે, ગરજી૦ ૩
જસોદાના કાન તમેરે કાળા,
ક્યારે બહુ આંખ્યો તણા ચાળા;

તે પર હું તો મોહી છું નંદલાલ. ગરજી૦ ૪
હવેરે હરજી ઘણું થયું ગીરધારી,
ક્ષમા કરો ચુક થઇ છે મારી;
થઇને રહીશું દાસી હું તમારી. ગરજી૦ ૫
પ્રીતમના સ્વામી મને મળીયા,
દુઃખરે મારાં જનમ તણાં ટળીયાં,
ગોપીરે સહુ આનંદથી મળીયાં. ગરજી૦ ૬

---

ગરબી ૨૪ મી.

નહી મેલુરે નંદનાલાલા છેડલો નહી મેલું,
તારે છેડલે ચંપા ચાર કે છેડલો નહી મેલું.
સાત પાંચ ગોપીઓ ટોળે મળીને, વચમાં કાનડ કાળોરે;
કાળો છે પણ કામણ ગાળો, એની આંખલડીનો ચાળો. છેડ૦ ૧
વાંકી મેલે પાઘડીને, કાને જુઠાં મોતીરે;
જેનો વર વરણાગીયો તેની બાયડી હઇડે રોતી, છેડ૦ ૨
કચકડાની ડાબડીને, માંહી ભરી છે મેશરે;
જેનો વર વરણાગીયો તેની બાયડી કાળી મેશ; છેડ૦ ૩
કેળાં પીરશું કાતરીયાને, આંબા પીરસુ ધોળારે;
મન ભાવતો મગદળ, પીરસુ પુરણ પોળી. છેડ૦ ૪
મુંબાઇની ઉંચી નારી ધોળકડી ધુતારીરે;
નડીયાદનું નાક વીંડાણું સોરઠની બલીહારી. છેડ૦ ૫

ગરબી ૨૫ મી.

કાળજડું મારૂં કોર્યુંરે છેલ છબીલા
તે તો ચીતડું મારૂં ચોર્યુંરે રાજ રંગીલા. ટેક.

વાલાજી અમે ગોરી સહુ ગુમાને ભરેલી,
તેંતો સઘળુ નાંખ્યું ઢોળીરે          છેલ છબી
વાલાજી મારા રીતે તો સ્ત્રી ના પુરૂષને પીડે,
તું સહુને દમતો હીંડેરે.          છેલ છબી
વાલાજી નરની મોહની નારીને વાત સાચી,
તુજ આગળ વિઘા કાચીરે;          છેલ છબી
વાલાજી અબળા આતુર પણ આતુરતા નવ દાખે,
ક્રીડા ભંગ કરી નાખેરે,          છેલ છબી
વાલાજી મારા ચીતડાની વાત કહું છું છેલી;
તુજ માટે લજ્યા મેહેલીરે;          છેલ છબી
વાલાજી દયાના પ્રભુ મંદીરમાંરે આવો ભાગ્ય મોટું;
સેજડીયે પાય પલોટુંરે;          છેલ છબી

---

ગરબી ૨૬ મી.

મને મળીયા છે મોરાસીરે પનઘટ જાતાં,
મારી આંખલડી તો ઠારીરે, પનઘટ જાતાં.          ટેક.
વાલાજી મારા ઓચીંતાની આવીરે ગોરી;
જાુમનાની તીરે ઓડીરે, પનઘટ જાતાં.          ૧
વાલાજી મારા આવી ઉભા છે મારી જોડે,
બેડલીયું મારૂં ફોડેરે પનઘટ જાતાં.          ૨
વાલાજી મારા હાર હજારીનો તોડયો;
મારો પોંચો સાહીને મોડયોરે પનઘટ જાતાં.          ૩
વાલાજી મારી સાસુડી વેર સંતાપે;
મારી નણદી બહુ રંજાડેરે પનઘટ જાતાં.          ૪

વાલાજી મારા રવીદાસના છો રંગી,
મારા જનમો જનમના સંગીરે, પનઘટ જાતાં. ૫

ગરબી ૨૭ મી.

અમને છમકતે શું છાંડોરે, છેલ છબીલા,
આવડો અમ ઉપર શું આડોરે; રાજ રંગીલા, ટેક
વાલાજી મારા ચઉટે સંભાળીને ચાલો;
ગોવીંદજી ખાશો ગાળોરે, છેલ છબીલા. ૧
વાલાજી મારા હેરણીયા આવીને શું હેરો,
કાંઇ રાજ છે કંસ કેરરે; છેલ છબીલા. ૨
વાલાજી મારા ચમકતી ચાલે રંગ લાગ્યો.
મારે ભય તો સહુનો ભાગ્યોરે, છેલ છબીલા. ૩
વાલાજી મહીની મટુકી મારી ફુટે,
કાંઇ મોતનમાળા તુટેરે, છેલ છબીલા. ૪
વાલાજી મારા આંખ દીસે છે કામણગારી,
તેને મોહી છે વ્રજની નારીરે, છેલ છબીલા. ૫
વાલાજી મારા સ્વામી, રવીદાસના સોહાગી,
મને પ્રીત તમારી લાગીરે, છેલ છબીલા. ૬

ગરબી ૨૮ મી.

પાતળીઆ પાલવ મેલોરે, પાયે પડુંછું;
છબીલા છેડો મેલોરે, પાયે પડુંછું.
વાલાજી મારા વંદ્રાવન વણજે જાતાં,
શીદ મને ઓડોછોરે પાયે પડુછુ; ૨
વાલાજી મારા મહી ઝલકાશે મારૂં,

કોઇ જઇને કહેશે ભુંડુંરે, પાયે પડુંછું. ૩

વાલાજી મારા કામ ઘણું છે ઘેર મારે;
શું રોકો જુમના આરેરે, પાયે પડુંછું. ૪

વાલાજી મારા લોક જાણે એનું લારૂં,
અમે સાસુની વહુવારૂરે, પાયે પડુંછું. ૫

વાલાજી મારા કંથને કપરો જાણો,
કાંઇ સજા દે પરમાણોરે, પાયે પડુંછું. ૬

વાલાજી મારા સ્વામી રવીદાસના સોહાગી;
મને માયા તારી લાગીરે, પાયે પડુંછું. ૭

ગરબી ૨૯ મી.

કાંચલડી કંકોડીને વાડકીમાં પાણી
ન્હાનો વર નવડાવા બેઠી સમડી લઇ ગઇ તાણી.
લાલા કેમ કરીએ. ટેક

મારે કરમે કજોડું લાલ કેમ કરીએ,
મારે જુગમાં વગોણું લાલ કેમ૦
મારે સઇયરોમા મેણું લાલ કેમ૦

ટોપલામાં ઘાલી હું તો કાકાબળીયા ગઇતી,
કાકેબળીયે પુછ્યું તારો શો સગો લાગે લાલ કેમ૦

બાઇજીનો બેટો ને નણુદીનો વીરો;
ન્હાનો છે પણ કંથ. લાલ કેમ૦

રોટલા ઘડું તારે ચાનકીરે માગે;
ધબ લઇને ઢીકો મારૂં, હઇડામાં સાલે, લાલ કેમ૦

પાણીડાં જાઉ તારે છેડે વળગ્યો આવે;
ધબ લઇને ઢીકો મારૂં હઇડામાં સાલે, લાલ કેમ૦

હાથ પગ દોરડીને પેટ મોટું ગોળી;
ઉકરડે જઇ હગવા બેસે, સમડી પાડે ઢોળી. લાલ કેમ.

ગરબી ૩૦ મી.

સોના કેરૂં બેડલું મેં, રૂપલા ઉઢાણી હાથે. મોહન૦
સરોવર પાણી સંચર્યા મેં, કાને કાંકર નાંખીયો. મો૦
ઘડો ફુટયો નીર વહી ગયાં મેં, વાલા ચોદેશ ચાલ્યાં નીર. મો૦
સાસુ અમારી ખીજશે મેં, નણદલ દેશે ગાળ. મો૦
દેરાણી જેઠાણી મેણાં મારશે મેં, વાલા સોકયનું છે ઘેર સાલ. મે

ગરબી ૩૧ મી.

ખેલત કાંકણી ઝગકી એ રસીયા,
સોના તે કેરૂં મારૂં બેડલું હો રસીયા, રૂપલા ઉઢાણી હાથ. ખે૦
વાટે જતાં વટેમારગુ હો રશિયા, ભાઇ વીરા ઘડુલો ચડાવ ખે૦
તારો ઘડો તે ગોરી તોછડો હો રશિયા તુંતો મારા ઘરની નાર. ખે૦
તારા સરખા તારા જેવડા હો, તેતો મારા બાપના ગુલામ, ખે૦
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે હો, તુટી મારી કમખાની કસ. ખે૦
ભાઇ દરજીડા વીરા વીનવું હો, ટાંક મારી કમખા કસ. ખે૦
ટાંકે ટાંકે મેલ ફુમરી હો, હઇડે લખજે મોર. ખે૦

ગરબી ૩૨ મી.

જીરે ઝુલવાને આવો રાજ. જીરે
શ્રી ચંદ્રભાગાજીના બાગમાજીરે. ઝુલવાને.
ધારો છો તે વાત આજ લાગમાંજીરે. ઝુ૦ ૧
મળ્યાં રાધીકાને ચંદ્રાવળીજીરે.

મિસલત કરીએ બે એકઠાં મળીયેજીરે. ઝુલ. ૨
સોનાના વાટીકામાં હીંડોળો મંગાવીએજીરે, ઝુલ.
માંહી પ્રાણજીવન પધરાવીએજીરે. ઝુલ. ૩
ધમર ઘટા છે ઘણી વ્રક્ષનીજીરે, ઝુલ.
ન્યુનતા નથી એક પક્ષનીજીરે. ઝુલ. ૪
લલિતાનાં વચન સુણી છેલડોજીરે, ઝુલ.
તતક્ષણ પધાર્યા અલબેલડોજીરે, ઝુલ. ૫
હીંડોળે બેઠાં છે બંને બેલડીજીરે. ઝુલ.
ઝુકી ઝુકી ઝુલાવે સાહેલડીજીરે. ઝુલ ૬
વીવીધનાં વાજીંત્ર વેણા વાયછેજીરે, ઝુલ.
નૌતમ નારી હિંદોળા ગાયછેજીરે. ઝુલ. ૭
રસ તણો સમુદ્ર લેરાં ખાયછેજીરે, ઝુલ.
તેમાં દાસ દયો ગુણ ગાયછેજીરે. ઝુલ. ૮

ગરબી ૩૩ મી ઉંદરની.

ઊંદર કેર કરે છે રે, દુખડાં કોને કહેવા જઈએ;
અમને નીત્ય નડે છે રે ઘરમાં કેમ કરીને રહીયે. ટેક.
ઘર મધેથી દોડી આવે બિછાના પર બેસે;
ફુંકી ફુંકી ચમજ મારે, ના ખબર તેની રેછે. ઉંદર. ૧
ચાર પહોરની રજની માંહે, એક ઘડી નવ જંપે;
નિંદ્રામાંથી જાગી ઝબકી, તવ મારી કાયા કંપે. ઊંદર. ૨
ચોથી પુસ્તક કાપી નાંખ્યા, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઊંદર. ૩

ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર. ૪
જળપાવાનું બોટી ગયાને; તલ ઢોળી દીધું;
અરણીમાં બાકી રહ્યું તે, સરવે મળી પીધું. ઉંદર. ૫
ચુંચું ચુંચું ચિસો પાડી, લીંડી ઝાઝી પાડે;
હંડેરીને હાલે તારે, દોટયો ઝાઝી કાડે. ઉંદર. ૬
ગણપતિની ચોથ કદીયે, તે કરતાં નથી ચુકયા,
લશ લશતા લાડુ કરી, ઊંદર મામાને મુકયા. ઉંદર. ૭
દીવો જો બળતો રાખું તો દીવટ તાણી જાય;
એમ કહીને ઉંઘી ગયા તો લંકા જેવું થાય. ઊંદર ૮
જે દીવસના ગામ ગયાતા, તે દીવસના ઘરમાં પડીયા;
કાઢી પેટી કાપી ખાધી, એ રીતે મુને નડીયા. ઉંદર. ૯
પાંજરા મુકી મુકી થાકયો, તોએ ઝાલ્યા નવ ખુટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુંટે. ઉંદર. ૧૦
એ પશુને શું કરીએ, મને રીસ ગઈ છે વાપી;
માળા મારી ફેરવવાની, ગૌમુખી સુધાં કાપી. ઉંદર. ૧૧
નિત નિત દુખડાં અમને દેછે, કયાં જઇએ ઘર મેલી નાસી;
ભક્ત પીતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઉંદર. ૧૨



# ભાગ ૭ મો.

## ગ ર બો.

(પુનમચંદની—એ રાગ.)

બહેનો પતિવ્રતા નીજ ધર્મ તમે સ્વીકારજોરે,
રહેતા પતિ સેવામાં હાજર દીનને રાત;
પામો મુકતી પદને સુખ ઘણું સંસારમાંરે. ૧
સત્ય વચન સૌ બોલજો નીજ પતિની સંગાત,
સાસુ સસરા સર્વને, સાચી કહેજો વાત,
રાખી નમ્રતાને માન થકી બોલાવજોરે,
વર્તી સદગુણથી રાખો સૌને પ્રસન્ન. પામો. ૨
નેત્ર નેહ નવ રાખશોરે, પરપુરૂષની સાથ;
પીતા પુત્ર ગણી તેહને, બોલો સૌ સંગાથ;
ઠઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે;
વળી એકાંતે ન કરવો ગુપ્ત વીચાર. પામો. ૩
દાગીના નવ પેખવા, નિત જોવું પતી મુખ;
સદગુણમાં રહેજો તમે, અક્ષય પામો સુખ,
લઢવું વઢવું ને ગુસ્સામાં કદી નવ બેસવુંરે,
રહેવું સંતોષે જે આપ્યું છે જુગદીશ. પામો. ૪
પતી પ્રકૃતી હોય જો, અગ્નિ કેરી ઝાળ,
સંતોષે બુજાવશો, સામો નાવે કાળ;

હસવું રમવું તે સુખેથી દીન ગુજારવારે.
તેથી થાશે સઉ કુળનું કલ્યાણ. પામો. ૫
ધન સંપતી વાસના પટકુળ જુદા રંગ,
સર્વ ફોગટ જાણજો, ધરજો સદગુણ સંગ;
મળશે પરમેશ્વર આપે મુક્તી કુળ સાતમાંરે,
કહે લક્ષ્મણ ગણપત, હેતે ધરી મન હોંશ. પામો. ૬

---

સૈયર સુખકર સંસાર, શીયલ ભુષણ સજીએ;
એ વીણ નીગુણા નરનાર, તનમનથી તજીએ.
પર નર નારી પ્રેમ દીપકમાં પડી પતંગ સમાનરે;
સુજશ શરીર સળગાવી મુકે, કંઇક નફટ નાદાન—
અવર અખંડીત અંગ અનુપમ, નહી મળે એકે નાકરે,
શીયળ વીના એવા સદગુણ સહુ, જેમ સોમલ સંપાક—
વ્યભીચારીને સઉ સંસારી, કરે અધીક ધીક્કારરે,
પરપોળે પકડાતાં પડીયા, મ્હોટા જનને માર—
જાર કરમથી જેહ જગતમાં કરે કલંકીત કુળરે;
અક્કલમાં અંગારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ—
વેર વીરોધ વધે વ્યભીચારે, નીશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શીયળવંતના, દેવ સરીખા દાસ.

---

સખીઓ નીજનીજ નીતી ધર્મ સદા સંભાળીએરે;
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરીધાન,
સાસુ સસરા માત પીતા પીતાની સેવા સાચવોરે;

ભાવ સહીત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે. ટેક૦
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથોહાથ.
હસવું રમવું એકાંતે નવ બેસવુરે;
પતી વીણ પતીના સદ મિત્રોની સંગાથ—એ૦
નાથ વીના કરવી નહી, વીનોદ રસની વાત;
વિશ્વ વીરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહી સુધરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાત—એ૦
કુષ્ટી કદરૂપ કુબડો, નીરધન નીરબળ કાય,
મતી હીન પતીત પતી મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠડે દ્રષ્ટી આહુ ઓઢીયેરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય—એ૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ;
કુલીન બહેન કરવો નહી વડીલથી વીવાદ;
ચંચળ ચાલે ચતુર ચટક મટક નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર યાદ—એ૦

## વીંછી વીશે ગરબી.

અરર માડીરે છાણા તે વીણવા ગઈતી. મા૦ વી૦
અરર માડીરે સોબત સઇની થઈતી; મા૦ વી૦
અરર માડીરે છાનો માનો લપાયો, મા૦ વી૦

અરરર માડીરે વાંકો વળીને ડંખ માર્યો; મા૦ વી૦
અરરર માડીરે નાસતાં તેને ભાળ્યો મા૦ વી૦
અરરર માડીરે આ શી લેહેરો આવી મા૦ વી૦
અરરર માડીરે સહીયર તેડી લાવી; મા૦ વી૦
અરરર માડીરે સસરાને તેડાવો મા૦ વી૦
અરરર માડીરે પડદાને બંધાવો મા૦ વી૦
અરરર માડીરે સસરા અહીંયાં આવે મા૦ વી૦
અરરર માડીરે ગાડી બેસવા લાવે મા૦ વી૦
અરરર માડીરે કાળુપુર લઇ ચાલો, મા૦ વી૦
અરરર માડીરે વીંછુડો ઉતરાવા, મા૦ વી૦
અરરર માડીરે વીંછુડે વેર વાળ્યાં, મા૦ વી૦
અરરર માડીરે હરખ હઇયાનાં ટાળ્યાં. મા૦ વી૦
અરરર માડીરે ભોજનીયાં ન ભાવે, મા૦ વી૦
અરરર માડીરે સુતાં નીદ્રા ન આવે, મા૦ વી૦
અરરર માડીરે ઓરડામાં ઢોલીયા ઢળાવો. મા૦ વી૦
અરરર માડીરે પરણ્યાંને બોલાવો, મા૦ વી૦
અરરર માડીરે શીરોને કંસાર કરાવો, મા૦ વી૦
અરરર માડીરે પરણ્યો કોળીઆ ખવરાવે મા૦ વી૦
અરરર માડીરે વીછીની વેદના ભારી મા૦ વી૦
અરરર માડીરે દુનીયાં રહી છે હારી. મા૦ વી૦
અરરર માડીરે વીતે તે સહુ જાણે, મા૦ વી૦
અરરર માડીરે માર્યું તેરે ટાણે, મા૦ વી.
અરરર માડીરે ચકાલાલે ચીત ચાહ્; મા૦ વી૦
અરરર માડીરે મરખી રસીક ગાઇ. મા૦ વી૦

## માંકણુની ગરબી.

માંકણુ કઇડે છે, માંકણે માંડયો ઉતપાત માંકણુ કઇડે છે;
હવે કોને કહીયે વાત, માંકણુ કઇડે છે;
હવે કયાં જઇ રહીએ રાત, માકણુ કઇડે છે. ટેક.
માંકણ ચાંચણુ જુ જતીને માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સમર્યા, માંકણુને પરતાપ. માં. ૧
નવી વહુને માકણુ કઇડયા, કઇડયા સારી રાતરે;
ખાટલે પાસા ઘસી ઘસીને બઇડે પાડી ભાત. માં. ૨
મીયાભાઇને માંકણુ કઇડિયા, ચટકે ચડી રીસરે,
ખાટલો ખંખેરવા કહાડયો, ભાગી નાંખી ઇસ. માં. ૩
માંકણુ મુવા મસ્તીખોરા, આવે લારો લારરે;
દીવાનું દીવેલજ ખુટયું, તોય ન આવ્યો પાર. માં. ૪
એકને મુકી બીજો ઝાલ્યો, ત્રીજો નાસી ગયોરે;
ઉતાવળથી ઝાલવા ગઈ તો, દીવો રાણો થયો. માં. ૫
આખી રાત વેણી મુઈ પણ, તોય ન ઓછા થાયરે;
કાંઇ ખાટલાના પઇયામાંને, કંઇ ભીંતોમાં જાય. માં. ૬
વેણ્યા વીના વધી જાય, પછી ન આવે પારરે;
એક જો છતે જીવતો હોય તો, તેનો ચાલે વીસ્તાર. માં. ૭
ખાટલા ખંખેરીને ગોદડાં તડકે નાંખોરે;
ભીંતે જો માંકણુ જતા હોય તો, તે નજરમાં રાખો. માં. ૮

---

## વાંદરાની ગરબી.

નવે નગરથી વાંદરોરે આવ્યો,
ડાહ્યાભાઇનું ઘર પુછતોરે આવ્યો;

મોડાતીએ દીધાં માનરે વાંદરા.
નવડાવી ધોવરાવીને પાટલે બેસાડયો,
આંખજ આંજીને ટીલડો તાણ્યો,
એટલે આવ્યા ડાહ્યાભાઇરે,
પટ ગધેડી વાંદરો શું ઘાલ્યો,
હું રૂપાળો વાંદરો શું ઘાલ્યો,
હું છોગાળો વાંદરો શું ઘાલ્યો.

---

## ફુવડની ફજેતી.

પાયે પ્રભુને નમી કહું, ફુવડના ફેલ સર્વ લોક સાંભળો;
કામની કાઢી મેલ, જુવો ફજેતી ફુવડ નારની. ટેક. ૧
છે ધોયાની આંખડીને, છે નાયાનું નેમ;
આ કુંભારજા કરમે ભાગી, ઘર ચાલે તે કેમ. જુવો. ૨
સાસુ દે શીખામણ ત્યારે, સામી વઢવા લાગે;
સમી સાંજે સુવે ત્યારે, પોર દીવસે જાગે. જુવો. ૩
પોર દહાડે પડી ન ઉઠે, ઉપડી ન કરે ખાટ;
થાળીઓ એની ઠીકરા જેવી, લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોળીએ બેડે છારીઓ વળી, ખામણે સેવાળ;
ઘરમાં ન વાસીદુ વાળે, ગંદાં એના બાળ. જુવો. ૫
ચોખુ દાતણ ના કરે, દાંત મેલા ઘાણુ;
લોક સર્વે સાંભળો, જેઇ કયાં કરૂં વખાણ. જુવો. ૬
બાર છોકરાંની મા કે'વાણી, ગળતે ન આવડે પાણી;
જોવું હોય તો જોઇ લેજો, બુંડણ વીઆણી. જુવો. ૭

કાચો કરે રોટલો ને, શાક જાણે ખાણુ;
ઘેંસમાં ન મીઠું નાંખે, દાળ મોળી છાણુ. જુવો. ૮
રસોઇ કરીને ચોકો ન કરે, ન કરે અબોટ;
ઊંધે માથે ધંટી તાણે, કુતરાં ચાટે લોટ. જુવો. ૯

સાસુની ફજેતી ફુવડ ઘેર ઘેર કરતી;
સાસુ મારી શોકલડી, શા માટે નથી મરતી. જુવો. ૧૦
હાથે પગે મેલ વળ્યો, અંગ મેલું એનું;
મુખે ભમે માખીઓ, તો કામ ચોખું શેનું. જુવો. ૧૧

મેલ ભર્યો ઘાઘરોને, સાલો કાળો મેંસ;
ચેણમાં જુવો પડી, જાણે કચરાળી ભેંસ. જુવો. ૧૨
ચીડ બાઝયું ચોટલામાં, પડી જુવો લીખ;
જે નરે આ નાર વરી તેનું જીવતર ધીક. જુવો. ૧૩

દુભે સાસુ નણદીને, ધણીને દુભે દાહાડી
ઓળખો નહી તો ઓળખી લેજો, આ કુભારજા લાડી. જુવો.

પુન્ય કરે જ્યાં પાડોશી, ત્યાં આડી જીભ વાય;
અભીયાગત આંગણે દેખી, ઘરમાં નાસી જાય. જુવો. ૧૫
દે શીખામણ સ્વામી ત્યારે કુવે પડવા જાય;
લોક કેરા ચોકમાં ફજેતીઓ લુંટાય. જુવો. ૧૬

ધોકે ધોકે ધણી મારે, તારે દે સરાપ;
જો તને હું જીવ ન આપું તો, તુંજ મારો બાપ. જુવો. ૧૭
આવી ફુવડ દેખી ધણી, બળતો બોલે આપ;
શા માટે આડો ન ઉતર્યો પરણવા જતાં સાપ. જુવો. ૧૮
આમ ફુવડ નાર તણા, અવગુણ અદેખ;

દેનારને દોષ ન દઇએ કરમે લખ્યા લેખ. જુવો. ૧૯
આવી જેને નાર મળી તેને તો સંતાપ;
તે પુરૂષને માથે આવી, પાંચે મળીયા પાપ. જુવો. ૨૦
નરનારી સૌ સાંભળે, કોઈ એ માં ધરશો રોશ;
દીઠી એવી દાખવી દેશોમાં મને દોશ; જુવો. ૨૧
ચમનલાલ તો સાચું કહે, ડાહ્યાની નજર પુગે;
આ નારથી ફુવેડ માથે, શીંગડાં ન ઉગે. જુવો. ૨૨

---

## માણીગરની સાખીઓ.

### ગરબો ૧ લી.

મોહોલે પધારો મારા રાજ, માણીગર મોહોલે પધારો;
નારી જુવે છે વાટ, માણી૦ મારો શો છે અપરાધ; માણી૦
એમ રૂદન કરે રાધા નાર. માણીગર૦ ટેક.
શીશો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વીંધતાં, તેને નહી સાંધો નહી રેણ. મા૦ ૧
સોનું કરીને સાટવ્યું, કરમે નીકળ્યું કથીર,
ચીંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોશે સુકાણું શરીર. મા૦ ૨
ચંદ્ર પુજને પુજતી, કરતીતી સોમવાર:
ઘડી એક મોડા ઉગજો, મારા પિયુ મીલાવણ હાર. મા૦ ૩
સાહેલી સાગર ઉલટયો, રત્ન તણાયાં જાય;
કરમ ફુટ ભરે ફુટડા, તેના ચાંખલે હાથ ભરાય. મા૦ ૪
જેમન જાતાં જાણતી, કરતીજ મોઘાં મુલ;
મોડ મોડ રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા૦ ૫

પ્રીત એસી કીજીએ, જેસો ટંકણખાર;
આપ જલે પર રીજવે, ભાગ્યાં સાંધે હાડ. મા૦ ૬
મીત્ર મીત્ર સબકું કહત, તાલી મીત્ર અનેક,
વીપત પડે સો શીર લહે, એતો જગમાં જવલ્લે એક. મા૦ ૭

ગરબી ૨ જી.

માણીગર આવો, મારે મોહોલે માણીગર આવો;
વ્હાલા શાને લોચન લલચાવો, મારે મોહોલે માણીગર આવો,
ઘણા દીવસની ગવાઉંછું જુઠી, તે આજ લઈએ લહાવો, મા૦ ૧
ના નવ કહેશો ક્યાં કહો મળશે, ફરી અવસર આવો; મા૦ ૨
મનમાની મોજે માણીશું, ફરી તો નહીં ફાવો; મા૦ ૩
જ્યારે ત્યારે પણ હું છું તમારી, શીદને તરસાવો. મા૦ ૪
અવર સુધારસ સુખનો સાગર, આજ પીઓ ને પાઓ; મા૦ ૫
રસીક રાય છો દયાના પ્રીતમ, માટે માહારો દાવો. મા૦ ૬

ગરબી ૩ જી.

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો;
વાત મારી ભુલી માં જાજો, સાંજે આજ વાસલડી વાજો. ટેક.
જે જેમ કરવું હોય જે રીતે, તે તો ગીત વીશે ગાજો, સાંજે૦ ૧
કોઇને ના કહેશો કદી કોઇ પુછે તો, સમ જુગતે ખાજો. સાંજે૦ ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેને વીવેકે વાહાજો, સાંજે૦ ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ માહરૂં થાજો. સાંજે૦ ૪
મારા દોષ ના વીચારશો વાલમ, દીનબંધુ થાજો. સાંજે૦ ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ રસપુરણ પાજો. સાંજે૦ ૬

ગરબી ૪ થી.

ફુલી અલબેલી આવ્યા વ્હાલો, ફુલી અલબેલી;

વહે દુઃખ નાંખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફુલી અલબેલી. ટેક.
શ્યામ સુંદરનું સુખ નીરખી, ગોપીકા થઇ ઘેલી, આવ્યા૦ ૧
વિરહ અગ્ની ઓલાયો અંતરનો, થઇ આનંદની હેલી. આ૦ ૨
તેમ ફુલી જેમ પાસે રંગ, મહા રત્ન મણી પેલી, આ૦ ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલી. આ૦ ૪
દયાના પ્રીતમની સંગે રમતાં; વાધી પ્રેમની વેલી, આ૦ ૫

ગરબી ૫ મી.

ગીરીવરધર ગોપી, રૂપ એક ગીરીવરધર ગોપી;
જેમ પ્રતીબીંબ સંગ રમે બાળક, એમ લીલા ઓપી; રૂપ૦ ૧
કાશીમાં મુકીને શ્રી ગોકુળમાં, પ્રેમ વેલ રોપી; રૂપ૦ ૨
વ્રજવનીતાને વશ થયા વીઠલ, વેદ વચનને લોપી, રૂપ૦ ૩
શુદ્ધ ગીતે પ્રેમરસ ના પીધો, શું થયું પેહેરે ટોપી. રૂપ૦ ૪
દયાના પ્રભુની લલનાએ સુખ મરડયું, તેનેકામ વાસના કોપી. રૂપ૦ ૫

---

## સાખીઓ અને શમશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન રૂડું;
સુખને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જે જે શ્રી રણછોડ વાલા;
સરસ્વતી માતને વીનવું, ગણપત લાગુ પાય;
અલબેલી અંબા આશ પુરજો, ગુણ સેવક તમારા ગાય, વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા.
ત્રબા સુત રીપુ તોડાગર, તાબરખ અસ્વાર;
તા માતા પીતા ભુસણુ, તા વેરી સામ જુહાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ( ભગવાન )

ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સાંચર્યાં, રાધા રાણી પાણીડાંની હાર વાલા,
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩

પથ્થર મટી જઇ પ્રેમદા, ભોજન કરતા ગાય;
અરધું અંગ ફરે કુદડી; તેનું એઠું સઉકો ખાય વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. (ઘંટી)

ડુંગર ઉપર દેવડી શોની ઘડે શોનાર;
કાનજી ઘડાવે વેળીયાં, રાણી રાધા ઘડાવે હાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૫

પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત;
નારી સંગે નીત રમે, તમે ચતુર બીચારો ચિત વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. (સાંબેલ) ૬

કુવા ઢાંકણુ ઢાંકણું, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૭

લંક લપેટણુ સીતા હરણુ નહી લંકાપતી રાય;
જીસ કારણુ કૌરવ હણ્યાં, મોકલાવો મારા નાથ વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા, (ચીર) ૮

મગ મગ જેવડાં મોતીડાં, આડા અવળા જ વેહ;
જુવા માબાપનાં છોરૂવાં, તમને આવડો શો સ્નેહ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૯
સોપારી જેવડું સારંગડું, વધનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં, એક ધરતીને બીજુ આભ વાલા,

ગોકુળીએ લેઇ ચાલ વાલા. (આંખની કીકી) ૧૦

ડુંગર ઉપર દેવડી ઉપર કળાયલ મોર,
રાજા તારા મેહેલમાં મેં તો દીઠું અંધારૂં ઘોર વાલા,
ગોકુળીયે લઇ ચાલ વાલા. ૧૧

વેંત જેવડી વરખડી ને ઢાલ જેવડું ફુલ,
કાચાં કમળ ઉતરે, તેનું પાકે થાયે મુલ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (કુંભારનો ચાક) ૧૨

ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભર્યું છે ક્ષીર;
પીઉજી હોય તો મુલવે મારા ફાટી ગયા છે ચીર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩

નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો, મારી સગી નણુંદના વીર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સોપારી) ૧૪

ખંભાતી ગાડાં જોતર્યાં, મહી ભર્યો છે દાંત;
પીઉજી હોયતો મુલવે, મને રાતા ચુડાની ખાંત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૫

ગાય વયાણી ગાંદરે, વાછરડું વાડા માંહી,
દોનારી ઝુલે પારણે, તેના તોરડા લશ્કરમાંહી વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (બંદુક) ૧૬

આંબલી થડ ચીકણી, ટુંકા ટુંકા પાન;
પેઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭

નારી ફીટી નર થયો, શુરા પેહેલો ધાય;

આઠ માસ રણ ભોગવી, પછી નારી થઈ ઘેર જાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા (ગોફણુનો ગોળો) ૧૮

પાટણ દીવો પ્રગટયો, મેશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૯

પડી પડી પણ ભાગી નહી, કડકા થયા બે ચાર,
વગર પાંખે ઉડી ગઇ તેનો ચતુર કરોને વીચાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( રાત ) ૨૦

આંબો વાવ્યો દક્ષીણ દેશમાં, ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેડાયો ઝાલાવાડ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૧

આઠ કડકે નર નીપજ્યો, બે નારી નર ચાર;
તેમાં બે નપુંશક વંશે, તે મેં તજ્યો ભરથાર વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( પલંગ ) ૨૨

તનનાં કરૂં ત્રાજવાં, મનનો કરૂં બજાર;
હૈયાની કરૂં હાટડી, હું તો વણુજ કરૂં વેપાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૩

નારીને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત;
નારી પેહેલો નર મરે, તેતો કોના કુળની રીત વાલા,
ગોકુળીએ લેઈ ચાલ વાલા.

જળમાં પેસી ઘર કરે, ઝાઝા જળમાં નાથ,
માથુ વાઢે મરે નહીં, એનો ખાલ ખેંચે જીવ જાય વાલા.
કુળીઓ - લેઇ ચાલ વાલા. (ડાંગર) ૨૫

આંબા ટૂંબે મોરીઓ, કોણ સોંપુ રખવાળ;
પેલો પાડોશી પાતળો, મારો પરણ્યો નાનેરૂ બાળ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૬

બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર શમશા કહો, એતો બેટી ભલી કે ભલો બાપ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( આંબલી ૨૭

ઉંચી ગોરી ઉજળી જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એતો ઉભી ઝોલા ખાય વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૮

હસ્તી ચઢણુ ગઢ રંગણુ, વસ્યા વલભ જેણુ;
પીઊ પધારો તેને હાટડે, મોકલાવો તેવું તેહ વાલા,
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( સીંદુર ) ૨૯

આંગણે વાવું એલચી, સેંચાવું નાગરવેલ;
પરણ્યો હોયતો પાળજે, નીકર મહીયર વળાવી મેલ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૦

ત્રણ મુખ ને તેર પગ, સાંભળ ચતુર સુજાણ;
નર ઉપર નારી ચડે, પછે થઇ છે તાણા તાણ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ( દુઝણું ) ૩૧

દરીએ મોતી નીપજે, નહી મોતીનું મુલ,
ભાગ્યો દાણો નહી મળે, એક મોતીને બીજું મન વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા ૩૨

## ગરબીઓ.

ચાલ સખી શેલાણી આવ્યો મારા બાગમાંરે—એ રાગ.
તમે વીસરી વીસરી વીસરી રાજ મને બંસી વજાડી.
કાહાના વીસરી. ટેક.

મુને મુકી ગયા બાળે વેશમાંરે;
લીધી સુધી ન અલી લવલેશ; મને૦ ૧
દાસી જાણીને આવો મારા મોહુમાંરે,
વીના છત્રપતી તો નથી ચેન. મને૦ ૨
મને નીંદ્રા ન આવે સેજે એકલીરે,
બીનાં બાલમ કટે કેશે રેન મને૦ ૩
મારા જોબનનાં પુર વહી જાય છેરે;
તમે આવી માણો માહારાજ. મને૦ ૪
કોઈએ ભરમાવી લીધો મારા છેલને જો;
કીધાં ઘાયલ પ્રિતમ તારાં નેણુ. મને૦ ૫
ઓધવ સંદેશો કેજો મારા શામનેરે,
વહેલા વળે ત્રીભોવન રાજ. મને૦ ૬
કરજોડી ઓધવ કહે નાથનેરે,
વહે વ્યાકુળ સદા વ્રજનાર. મને. ૭
એવું સુણીને રાજ પધારીયારે,
ગોપી આનંદ ઉર અપાર. મને૦ ૮

---

મને માયા લગાડી મોહનીરે,
મોહની મોહની, મોહની,

રાજ મને માયા લગાડી મોહનીરે. ટેક.
હું તો હાલું ચાલું ને મને સાંભળેરે,
જોઈ જોઈરે પ્રીતમ તારી વાટ. મને૦ ૧
ચાલો જુમનાંની તીરે એકલારે;
ત્યાંતો ખોબલે ઉરાડે નીર. મને૦ ૨
મુંબાઇ શહેરનાં તે મોતી વાપર્યાંરે,
તે તો આવ્યાં અમારે દેશ. મને૦ ૩
આતળીઓ હોય તો મુલવેરે;
અલબેલી દરીયા પાર, મને૦ ૪
કાઠીઆવાડની તે કાંબીઓ વાપરીરે;
તે તો આવી અમારે દેશ. મને૦ ૫
છબીલો હોય તે મુલવેરે,
છોગાળો દરીયા પાર. મને૦ ૬
સુરત શેહેરનાં સાળુ વાપર્યારે;
તેતો આવ્યા હમારે દેશ. મને૦ ૭
પાતળીઓ હોય તો મુલવેરે;
શામળીઓ દરીઆ પાર. મને૦ ૮
હવે મોહન મથુરાંથી આવીઆંરે
સર્વે વસ્તુની વોરત થાય. મને૦ ૯
તમે નીરદય નઠોર નંદલાલ છોરે;
કીધાં ઘાયલ ન લીધી સંભાળ. મને૦ ૧૦
એવું સુણી પ્રીતમ પધારીયારે;
આવી કીધી છે લીલા લેહેર. મને૦ ૧૧

## ગરબી દક્ષણી ભાષાની.

( ગોકુળીએ લેઇ ચાલોરે ઓધવરાજ હમને. એ રાગ )

તુહ્મો મીલા વીસરૂ ન ગેલારે જાદવ નંદકૃષ્ણ;
લબાડ વચન માલા દીલારે જાદવ નંદ, ટેક.
ગોષ્ટી વીજોગાચી કોણુલામી સાંગુ;
યાચાં મી તુમચે પાઇ લાગુરે. જાદવ. ૧
હરીચી વાટ મી અહોનીશ પાહુ;
કૃષ્ણ વીયોગે કુઠે જાઉરે. જાદવ. ૨
દરશન દ્યા માલા કૃષ્ણ મોરારી;
યા મી તુમાપર વારીરે. જાદવ. ૩
લબાડ શપત તુમી અમચી ખાતા;
સવતીચ્યા ઘરી જવું ન રહાતારે. જાદવ. ૪
સવતીચ્યા ટોંડ મીતા પાહ્યાચી નહી;
સત્ય સાંગુ અમીસાઇરે. જાદવ. ૫
અશી આયકુતી હરી રાધા ઘરી આલે;
ડામીચે સ્વામી પ્રસન ઝાલેરે. જાદવ; ૬

---

( ગરબીઓ વૃજ ભાષાની. )

શામળા ઠાડી રહું કે ઘર જાવું, ઠાડી ઠાડી કુમળાવુંરે;
શામળા ઠાડી રહું કે ઘર જાવું. ટેક.
કબહી ઠાડીરે મેતો તુમારે આંગણીયે;
શાકર માખણ પાવુંરે. શામળા. ૧
વંદ્રા તે વનની કુંજ મલનમાં,

ગોવીંદ પ્રભુના ગુણુ ગાવુંરે. શામળા. ૨
જળ જુમનાં મેં પનીયા ભરન ગઇ;
યેહ સુરત લપટાવુંરે. શામળા. ૩
સુંદર જળ જુમનાજીકો નીરમલ,
નીત્ય ઉઠી ગંગામાં નહાવુંરે. શામળા. ૪
પુરૂષોતમ પ્રભુકી છબી નીરખત;
ચરણુ કમળ ચીત લાવુંરે. શામળા. ૫

---

ભુલીયાઈ માળા કુંજનકે બનમે,
કુંજનકે બનમે કુંજનકે બનમે, બંસી બજાઇ મધુ બનમે;
ભુલીયાઈ માળા. ટેક.
સ્યામકે ખાતર મેંતો જોગન બનજાઉંગી;
હોંશ રહી મનકી મનમે. ભુલીયાઇ. ૧
જલ જુમના મેં પનીયા ભરન ગઇ;
ડર લગી અંગીયા બીતરમે; ભુલીયાઇ૦ ૧
પુરશોતમ પ્રભુકી છબી નીરખત;
મીલ ગયે મોહન બનમે. ભુલીયાઈ૦ ૩

---

( છોડી બમનકી અંગીયાકુ અતર લગાકે ચલી—એ રાગ. )
બ્રખુભાનકી લલી શામળીયેસે નેહડા લગાકે ચલી. ટેક.
આવોજી શામળે મેરી ગલી, હાડે રહો લાલાજીમેં કબકી ખડી.
બ્રખુભાન. ૧
હાથમેં છે ગજરા ગુલાબકી છડી,
પાંઉસે ઝાંઝર બજાવતી ચલી. બ્રખુભાન. ૨

આંખો ભરે સુરમેને મુખમાં ભરે પાન;
છોટીસી ઉમર રાધા બોતશા ગુમાન. ભ્રખુભાન. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર;
ગોવાલણીકું મીલ ગયે જુમનાકે તીરે. ભ્રખુભાન. ૪

---

મેરો સૈયાં ગુલાબીકો ફુલ, હમારો રંગ કેસરીયાં;
સુનેકા ગડવા ગંગાજળ પાની;
મેરો પીયો ગુલાબીકો ફુલ, પીલાવે રંગ કેસરીયાં. મે. ૧
સુનેકી થાળીમે જમવા પીરોશુ;
મેરો જમે ગુલાબીકો ફુલ, પીલાવે રંગ કેસરીયાં. મે. ૨
ચુન ચુન કળીયાંમે સેજ બીછાઇ;
મેરો લોટે ગુલાબીકો ફુલ. ઉડાવે રંગ કેસરીયા. મે. ૩
ચંદનીકી ચાદર ઓઢો મેરે બાલમ,
મેરો ઓઢે ગુલાબીકો ફુલ, ઓઢાવે રંગ કેસરીયાં. મેં. ૪
ગજેરી પાન જસોદી બીડીયાં,
મેરો ચાવે ગુલાબીકો ફુલ, ચલાવે રંગ કેશરીયાં. મેં. ૫
ભોર ભયા ઓર ચીડીયાં બોલી;
મેરો ભાગે ગુલાબીકો ફુલ, ભગાવે રંગ કેશરીયાં. મેં. ૬

---

## સાખીઓ.

આઘા રહો વજરાજ, વારૂછું વાલમ તમને;
જેતી આપણુ બેની થાય, માટે જાવા દોની હમને. ૮૯.
સમે સમોરસ ચાખીયે, છો સમજુ મહારાજ;

અણુ વીચારથી ચાલીએ, એમાં નટવર નવ રહે લાજ વા. ૧
વાલા છો વરણાગીઆ, શું કરૂ અબળા નાર;
સાસરીયા કેરે ઘણું, એથી નથી નીસરાતું બહાર વા. ૨
છોકરવાદી નવ કીજીએ, વીચારીએ મન માંહ્ય;
રાંડ તજો રશીયા તમે, હવડે આવી ચડશે કોઇ આંહે, વા. ૩
પ્રીત રીત શીખ્યા નથી, ચારી જાણો ગાય;
ચતુર નભાવો નેહ, એતો કઠણ ઘણેરી થાય. વા. ૪
હરી ભટના હરીનું વચન, હું સમજી ગઇ સહુ પેર;
સમી સધ્યાએ આવજો, મારી સઇયર કેરે ઘેર. વા. ૫



મળીઓ મોહન મધુપુર, શઇયર કર્યું કામણ મુજને;
મુને ભરવા ન દીધું નીર, શી કહુ વાત આજની તુજને. ટેક.
રૂપ રશીક ઘણું છેલતું, ચંચળ નેન રસાળ;
ચીત મારૂ ચતુરાઇ થકી, આવી ઓચીંતી દીધી ફાળ. સૈ. ૧
મરકલડુ કરી પુછીયું, શું છે તમારૂં નામ;
કાલે મળજો માનવી, મારે તમ સંગાથે છે કામ. સૈ. ૨
કરી હસવું ગયા વન ભણી, વાંસલડી છે હાથ;
વ્યાકુળ બની વનમાં ફરૂં; અમને મળવા થઇ આશ. સૈ. ૩
તું તેને બઇ ઓળખે, માટે મને દેખાડ;
નીકર જીવ મારો જશે, તારે જીવાડવી હોય તો જીવાડ. સૈ. ૪
હરી ભટનો હરી વશી રહો, રહે રદે ભરપુર;
ગોવીંદજી ઠગી ગયો, એના સરખો નહી કો ચતુર. સૈ ૫



## ગરબી—સાખીઓની.

આ મારા રંગ રંગીલી સેજ, સ્વામીજી નીંદ્રા કરોને;
મારૂ જોબન બાળેવેશ મારા સ્વામી, નીંદ્રા કરોને.
મારા છુટા છે શીરના કેશ, સ્વામીજી મારા.
તમે દયા લાવો લવલેશ, મારા સ્વામી. ટેક.

તે કારણ તું સાંભરે મને દાહાડામાં દશવાર;
વાદળ ઝબુકે વીજળી, જેવી રણ ઝબુકે તલવાર. મારા. ૧

સજ્જન એસો કીજીએ, જ્યામે ગુણ બત્રીસ;
ભીડ પડે ભાગે નહી, દેવજ આપનો શીશ. મારા. ૨
સ્નેહી સ્નેહ બતાવીને, સુખ હરી લે સાર,
વાહાલાં વેરી જ્યાં થયાં, હવે સાહ્ય તે કોણ કરનાર. મારા. ૩
સુખ માટે સોબત કરી, નીવડી દુઃખ દેનાર;
દ્રવ્ય દેઇ વસ બ્હોરીયે, જયમ સાધન જીવ હરનાર. મારા. ૪
તમો ગયે મારૂં ગયું, આ તનડાનું ભાન;
ઝાઝુ આથી શું કહું, સ્નેહી વણ શમશાન. મારા, ૫
ચીતડે ચીતવન એકનું ચરચાર કરતું નીત્ય;
વ્હાલા છેક નમેરડા, થઇએ નહી જ્યાં પ્રીત. મારા. ૬
સોળ વરસની સુંદરી પીઉ ગયા પરદેશ,
તે અબળા સંતાપે ઘણું, જેનું જોબન બાળે વેશ. મારા. ૭
સજન તેરે કારણે સુકયો સબ શરીર;
પાપી નેન સુકત નહી, તેમાં ભરભર આવે નીર. મારા૦ ૮
પંખી હઉ તો ઉડ ચહું, ઘડી ન રાખું ધીર,
જ્યું જ્યું સજન સાંભરે, ત્યું ત્યું વાગે તીર. મારા૦ ૯

સજન તુમ મતં જાણીયો, તુમ બીસરે મોય ચેન;
દાઝે બનકી લાકડી, તેતો સીલગત હે દીનરેન. મારા. ૧૦
મેં તમારા મુખના દરસનની રાખુ આશ;
માટે મળવા આવજો, દીલમાં રાખી ઉલાસ. મારા. ૧૧
તારી પાસે પ્રીત તે, તું જાણે કે હુંય,
અરર અમસ્તા એ થકી, કહેશે કે થયું શુંય. મારા. ૧૨
માટે મારા મનની મનમાં સમજી રહુ;
છાંય કુવાની કુપમાં, જયમ સમાય છે સહુ, મારા. ૧૩
એવું સુણી પ્રીતમ આવીયા, દીધું આલીંઘન;
આનંદ રસ ત્યાં ઉછલ્યો, પોઢયા એક પલંગ. મારા. ૧૪

---

## લાવણી ૧ લી.

હો નાથ માહરો હાથ કેમ ઝાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો. ટેક.
મારે માથે મહીનું માટ ફોટી નહી થાઉ,
નહી આપું દધીનું દાણ સમ હું ખાઉં;
માટે વીઠલ કહુંછું વાત વેગળા રહેજો,
કાંઇ કહેવું હોય તો અળગા રહીને કે'જો;
તમે મનના માન્યા મોહન મન મ્હાલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલોછો.
અણીયાળી તારી આંખ ભ્રકુટી ભારી,
મોહીત કરે છે વ્રજને વાંસળી તારી;
પણ હું નહી તેવી સમજી લેજો વાલા,

નહી સરે અર્થ અહીં કાંઇ નંદના લાલા;
જેવા પોતે તેવા સહુને ભાળો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.
મુકોને પાલવ ફાટે ચુંદડી મારી,
ફુટશે મહીનું માટ ઘેલા ગીરધારી,
કોમળ આ મારો કર મરડાઇ જાશે,
નંદાશે બીલોરી છંડ જાન બહુ થાશે,
ગોરસ માટપર હાથ ડાલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.
તુટશે ચોળીની કસ વાગશે વાલા,
મરડાશે બાવડી મારી નંદના લાલા;
તને નીર્લજને શી લાજ હું તો લાજુંછું,
કોઇ દેખે દુરીજન લોક તેથી ભાગુછું;
સ્વામી ગોરધનના પ્રીતે ડોલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો.

---

## લાવણી ૨ જી.

ડીસ્વાર કહે હો નાર વાત સાંભળજે,
આપીને ધીનું દાણુ પછી પરવરજે. ટેક.
બહુ દેખી તારા જેવી નાર ઠગારી,
આવી સમજાવા આંખે કાજળ સારી,
વળી ટીલડી કીધી ભાલ ગાલપર ટમકી,
મલકે મોહનમાળ કાળી કંચુકી;

શ્રીકૃષ્ણ કહે તું કહ્યું મારૂં કરજે,
આપી દધીનું દાન પછી પરવરજે.
હું તોડું હાર હવે ગળાનો તારો;
જુમનાના ઘાટપર દાવો દાણના મારો.
તે કારણ નારી મહી તારા લુટીશું,
આ રૂપ રંગ ને જોબનનો રસ લઇશું,
તે પછી રાધીકાં કરવું હોય તે કરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે,
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં,
ઊભીરે છબીલી નાર માટ ઉતારૂં;
બેશોને શીતળ છાંય સંગ છે સારો,
મેળાપ થશે આ વનમાં તારો મારો.
શુભ શીખ આપે શ્રી કૃષ્ણ કાનપર ધરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે.
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે,
ભુજ કટિ સિંહના સરખી ચિતડું ચોરે.
પાયે નેપુર ને ચોળી રંગ ઘેરી છે;
અણીયાળી તારી આંખ ઘાઝી ઝેરી છે.
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે.

## લાવણી ૩૭.

એવું સુણી રીસથી બોલી વ્રજની બાળા;
એવું સુણી રીસથી બોલી વ્રજની બાળા;
[illegible] મનના [illegible]. ૧
મારો નાથ [illegible] મુકી દેજે,

નવ કરો આળ પાંસરા રહેજો.
ફુટશે મહીનું માટ ઢળી ઢોળાશે,
મારી મોહન નવરંગ સાડી ભીંજાશે.
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
જાણીને વાત આ નણુદલ માહી નડશે;
સાસુની આગળ સાચાં જુઠાં કરશે.
મારી સાસુ દેશે ગાળ આળ ચડાવે,
પરણ્યાને કહીને માર મુને ખવરાવે.
કહુંછું એટલા માટે મોરલીવાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
વળી જોર કરે જુગજીવન અહીં નવ ચાલે,
કરોછો ઢોંગ ધુત્યાનો કોઈ નવ આવે.
મેં જાણ્યું તારૂ જોર ઢોર ચારીને,
કાડ્યું છે મોટું નામ માથી મારીને.
ફરતા વનમાં તમે ઓઢી કામળી કાળા;
ચાલોને પાધરા મુકી મનના ચાળા.
શું સમજે રસ ગોરસનો લેવા કાના,
નાનડીઆ નંદના બેસો છાનામાના.
હું સાંખી રહું છું ભોળી બાળક જાણી,
કો મળશે માથાની નાર કાનુડા કાણી;
કહે ગોવરધનના નાથ મોરલીવાળા,
ચાલોને પાધરા મુકી મનના ચાળા.

## લાવણી ૪ થી.

મેં જાણી તારી વાત જબીલી નારી,

જાવું છે ચોરીને દાણ બડી ધુતારી,
નણદલ જો દેશે ગાળ સાસુ લડશે તો,
શું જાશે મારૂં હો નાર એમ કરશે તો.
તુટશે હાર હૈયાનો માટ નંદાશે,
તો કહેને કામણગારી મને શું થાશે.
હું દાણ લીધા વીણ નહી જવા દઉં નારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
મેણાંની દેનારી નારી તુજને દેખી,
ઓછી તું જાત આહીરની હમને પેખી.
છાકેલી છેલ તું બરેલ મદની માતી,
બોલે છે ચપળા બાલ નથી લજવાતી.
હું વાત જાણુંછું સરવે અબળા તારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.
શું છેટે છેટે નારી કેમ નાસે છે,
આ નાનકડાને દેખી કેમ ભાસે છે.
કહે કૃષ્ણ કામની આવ કષ્ટ તુજ કાપું,
ને મુખમાંથી માગે તે લાવી આપું.
અહીં બેસો રામા રંગ મચ્યો જો ભારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી,
કાનાએ કામની જેમ તેમ સમજાવી,
ઉતારી માટ ગોરસનું પાસ બોલાવી,
હળી મળી પ્રીતથી બેઠાં રંગ રમવાને.
વળી નાંખ્યો ગળાપર હાથ દધી જમવાને,
કહે ગોવરધનના નાથે રમાડી નારી;
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી.

# ભાગ ૮ મો.

## લગનમાં ગવાતાં ગીતો.

### ગીત ૧ લું કંકોત્રી.

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કાગે સુભદ્રા બેન;
વીરા વેહેલા આવજો.

દેવ દુંદાળાને લાવજો, એ છે પારવતીનો પુત્ર. વીરા૦
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવા, પવીત્ર પીતા વાસુદેવ. વીરા૦
પાંચ પાંડવ દાસ તે તમતણા, હરનીશ જપે તમારૂં નામ. વીરા૦
જગતજનેતા દેવકી ને રોયણી, અંજણીદેવી તમારા માત;
વીરા વેહેલા આવજો૦

ભત્રીજા ભલા મન ભાવતા, તમ આવે થશે સુખ ચેન;
વીરા વહેલા આવજો૦

રાણી રૂકમણીને રેવંતી, સતભામાનેરે જાંબુવંતી;
વીરા વહેલા આવજો૦

ભીડભંજન તમારી ભાભીઓ, સોળ સહસ્ર ગોપીઓને સાથ;
વીરા વહેલા આવજો૦

કંથ જોઈ દીયરીઆને કોડ ઘણી, ભાઇ ભવતારણ ભગવાન;
વીરા વહેલા આવજો૦
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉતમ વરણ અનેક;
વીરા વહેલા આવજો૦
વેદ વાંચતા વિપ્રને લાવજો, બીજો સર્વે કુટુંબ પરીવાર. વીરા૦
થોડું લખ્યું ઘણું કરી વાંચજો, પ્રભુ નોંધારાના આધાર; વીરા૦
પ્રતીદષ્ટેરે વેલા પધારજો, શેષનાગ ન પામે પાર. વીરા૦

---

## ગીત ૨ જું—જાગનાં.

વાડીમાં રેલછેલ મોગરો,
મને આપોરે માતારે કોદાળી;
હું તો મોગરો રોપવા રંનાદેવ. વાડી૦
મને આપોરે માતારે ઘડુલો,
હું તો મોઘરો સીંચવા જાઉંરે રંનાદેવ. વાડી૦
મને આપોરે માતારે છાબલી,
હું તો મોગરો વેડવા જાઉંરે રંનાદેવ. વાડી૦

---

## ગીત ૩ જું.

પાને ફુલ ભરાવી છે છાબ તો, અગરચંદન ભર્યા ઓરડારે;
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાંણી રાંદેલને કરે આરતીરે;

આરતી અવસરે હોયરે રંનાદેવ, પેલડા પોહોરની આરતીરે,
પાન ફુલે ભરાવી છે છાબતો, અગરચંદન ભરાયા ઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાંણી રાંદેલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ, બીજા પહોરની આરતીરે.
પાન ફુલે ભરાવી છે છાબતો, અગર ચંદનના ભર્યા ઓરડારે,
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાણી રાંદેલને કરે આરતીરે.
આરતી અવસરે હોયરે રંનાદેવ, ત્રીસરા પહોરની આરતીરે,
પાન ફુલે ભરાવી છે છાબતો, અગરચંદનના ભર્યા ઓરડારે.
જગાડોરે વહુ નવી વહુના કંથ, રાંણી રાંદેલને કરે આરતીરે,
આરતી અવસરે હોયરે રંનાદેવ, ચોથલા પહોરની આરતીરે.

---

## ગીત ૪ થું.

ડુંગર ઉપર ઉગીયા વાંસ, એરે વાંસનો વીંજણોરે ઘડીયો;
માણેક મોતી ને હીરલે જડીઓ, એરે વીંજણો આદીત ઢળીયો.
હરખ્યારે આદિત પુછેરે વાત, કહો રાણી રાંદેલ કયાં હોડયા ધાટ;
નથુભાઇને ઘેર જગીયારે જાગ્યાં વહુરે નવી વહુએ ઓરાડ્યા ઘાટ.
ઘાટ હોરાડીને લાગ્યા પાય, એરે વધાયાં રાણી રાંદેલ માય;
ઉઠયારે રાંદેલ દોરે આશીશ, જીવો નથુભાઈ ક્રોડ વરીસ;
ક્રોડ તે ઉતર હોયરે પંચાશ, આશા પુરીરે એનાં કુટુંબ પરીવાર.

## ગીત ૫ મું.

મારેરે આંગણે કુંઅરે ખણાવો, મુંઢણ સમાણાં પાણીરે રંનાદેવ;

ઘાટડીયાળાં નાવારે બેડાં, આદિતની ઘર નારરે રંનાદેવ.
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરામાં મોઘો વેચાયરે રંનાદેવ;
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયા, ખડબુચ્યાં છોલાયરે રંનાદેવ;
મારેરે આંગણે કુઇરે ખજુરો, ઘુંઘટ સમાણાં પાણીરે રંનાદેવ;
ઘાટડીયાળાં નાવારે બેડાં, નથુભાઇની ઘરનારરે રંનાદેવ;
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો મથુરામાં મોઘો વેચાયરે રંનાદેવ;
કેળાં કાતળીયાં ને આંબા પાતળીયાં, ખડબુચ્યાં છોલાયરે રંનાદેવ.

---

## ગીત ૬ ઠું.

પેલોરે પોઠી કંકુએ ભરિયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરિયો;
આવડીયા ભાજેને મેણુલારે,
હું વણજારી દાસ તમારી;
નવ લાખ પોઠી શ્રીફળે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી, હું વના ન મા.
ત્રીજોરે પોઠી ખારેકે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી, હું વના ન મા.
ચોથેરે પોઠી કોપરે ભરીયો,
જઇ રાણી રાંદેલ આગળ ધરીયો, માવડી, હું વના મા.

[illegible] જાણું' સાટી ન જાણું,
નવ લાખ પોઠી એકલડી હંકારૂં.

## ગીત ૭ મું.

સમીરે સંજાએ નીસર્યા દેર ક્યાં જઇ વસસો. ૧
વસીસું તે આંબા આંબલી, વસીસું સરોવરની પાળે. ૨
વસીસું તે નથુભાઇને ઓરડે, જે મીઠાં બોલી નાર. ૩
મીઠાં બોલે ને મન મીસે, લળી લાગે છે પાએ. ૪
માથે લાગીને શું માગીયાં માગ્યાં ધણીયનાં રાજ. ૫
અખંડ હેવાતન ઘાટડી માગ્યાં પુત્ર પરીવાર. ૬

## ગીત ૮ મું.

રાંદેલ માનો સ્હરોયે સોરંભતો, રાંદેલ પુજા કોણે કરીરે, ૧
નથુભાઇનેરે ઘેર નવી વહુ તો રાંદેલ પુજા તેણે કરી. ૨

---

## માંડવીનું ગીત ૯ મું.

મારો માંડવો મોગરે છાયોને, નેત્ર ઓછાડીઓરે;
મારે માંડવે કેળાનો થંભ, આશો રૂડો માંડવોરે.
મારે માંડવે કોણ કોણ આવ્યું કોણ આવશેરે;
હું તો જોઉં મારા કીયા ભાઇની વાટ જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવે મોતીલાલ આવ્યા હરીલાલ આવશેરે,
હું તો જોઉં મારા માણેકલાલની વાટ જેને આવે રંગ રહેશેરે;
મારે માંડવે કંઇ વહુ આવ્યાં કેઇ વહુ આવશેરે.

હું તો જોઉ મારી કોઇ વહુની વાટ જેને આવે રંગ રહેશેરે.
મારે માંડવેરે અંબા વહુ આવ્યાં જીરકોર વહુ આવશેરે
હું તો જોઉ મારી ઇચ્છા વહુની વાટ, જેને આવે રંગ રેહેશેરે

---

## ગીત ૧૦ મું.

ઉંચા મંડપ મોગરે રચાવો, મેતો કોડે પગરણ માંડીઆરે.
મંડપ ઉપર જાજમો પથરાવો, મેતો કોડે પગરણ માંડીઆરે;
જાજમ ઉપર બાજીઓ ઢળાવો, મેતો કોડે પગરણ માંડીઆંરે.
બાજઠ ઉપર બાજઓ ઢળાવો, મેતો કોડે પગરણ માંડીઆંરે,
બાજી ઉપર પરવાળીના પાસા, મેંતો કોડે પગરણ માંડીઆંરે;
રમશે રમશે રાજપીપળાના રાજા, મેંતો કોડે પગરણ માંડીઆંરે.
સામા રમશે નાનાભાઇ દેશાઇ, મેતો કોડે પગરણ માંડીઆંરે
હાર્યા હાર્યા રાજપીપળાના રાજા, મેતો કોડે પગરણ માંડીઆંરે;
જીત્યા જીત્યા નાનાભાઈ દેસાઇ, મેતો કોડે પગરણ માંડીઆરે;
જીત્યા ઉપર નોબતો વગડાવેરે, મેતો કોડે પગરણ માંડીઆંરે;
હાર્યા ઉપર ગધેડા ભુકાવો, મેતો કોડે પગરણ માંડીઆંરે.

## ગીત ૧૧ મું.

સુરજ ઉગ્યોરે કેવડીયાની ઝુસે કે વ્હાણેલાં ભલે વાયાંરે;
સુત જાગેરે વાસુદેવના નંદ કે વ્હાણેલાં ભલે વાયાંરે;
તમ જાગેરે જાગે સહુ દેવ કે વ્હાણેલાં ભલે વાયારે;
લેજો લેજોરે પીતળનો લોટો કે વ્હાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે તુળશીને ક્યારે કે વ્હાણેલાં ભલે વાયાંરે,
મુખ લોજોરે પામરીઓના છેડે કે વ્હાણેલાં ભલે વાયાંરે;

નામ લેજોરે શ્રીરામનાં નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
સુરજ ઉગ્યારે કેવડીયાની ફણુસે કે વ્હાણેલા ભલે વાયાંરે,
સુતા જાગોરે પારવતી વહુના કંથકે વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેડ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
લેજો લેજોરે અધવાના લોટા કે વ્હાણેલાં ભલે વાયાંરે
દાતણુ કરજોરે ઉકરડાની ટોચ કે વ્હાણેલાં ભલે વાયાંરે,
મુખ લેજોરે મશોતાને છેડે કે વ્હાણેલાં ભલે વાયારે,
નામ લેજોરે તમારા બાપનું નામ કે વ્હાણેલાં ભલે વાયાંરે

## ગીત ૧૨ મું.

કોણે મારાં આંગણાં સમરીયાંરે
કોણે પુર્યાં મોતી કેરા ચોક મારા આંગણા રળીઆમણાંરે.
કોણે મારા સામા તોડા ધોળીયારે;
કોણે લખીયા હંસને મોર, મોર મારા તોડા રળીઆમણારે
ડાહ્યાભાઇએ આંગણાં સમારીયાંરે;
મોતી બેહેને પુર્યા મોતી ચોક, મારા આંગણાં રળીયામણાંરે.
લલુભાઇએ સામા તોડા ધોળીયારે.
સુરી બ્હેને લખીયા હંસને મોર, મારા તોડા રળીયામણાંરે.

## ગીત ૧૩ મું.

આવો માણસ બેસો બેસણેરે.

કહો તમારી વાડીયોનું મુલ, માલણ રાણી એમ ભણેરે;
લાખ બે લાખે મારો મોગરોરે;
અધ લાખે ચાંપલીઆનો છોડ. માલણ રાણી.
લાખ ખરચીને લેને લાલજીરે,
લાડકડારે મુંજીબાજીને કાજ. માલણ રાણી.

## ગીત ૧૪ મું.

હાલા લીલુડા વાંસ વઢાવો, તેની રતન ટોપલીઓ ઘડાવે,
ટોપલી મોતીલાલના હાથમાં આપો;
મોતીલાલ ધાંચો થઇ ઘેર આવે,
મારી ગંગાબેહનને ન ભાવે,
સ્વામી ક્યાં લાગી આવડી વાર,
ગોરી તારે મઇયર ગરમણુ માંડયાં;
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં,
પરોઢીયામાં પાણી ભરાવ્યાં;
વહાણે વાએ વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બણુગાં ફુકાવ્યાં.

---

## ગીત ૧૫ મુ.

ઉગતા સુરજની રજ ખરીરે.
એનીયે રજેરે કાંઇ શ્રીકૃષ્ણ ઘડીયારે;
અતી ગોરારે અતી ફુટડારે.
હુ તો તમને પુછુ મારા દેવકીજી વણજારારે;
તમે કેમ શ્રીકૃષ્ણ જોઇયાને.
ઘડીએ બે ઘડીએ ઘડીયાલડા વાગેરે,
પ્હોરે બે પ્હોરે જથ્થ આરતીરે
આરતડીરે કેરો દેવકીજીની કુખરે,
જેની કુખે શ્રીકૃષ્ણ જાઇયારે.
ઓરડીઓરે ઉભાં ને પાસાળે અજવાળાંરે,

કુળને અજવાળ્યાંરે વાસુદેવ તણાંરે. ૫

ઉગતા સુરજની રજ ખરીરે.

એની રજે કંઇ સુજીયાજી ઘડીયારે,

અતી ગોરારે અતી રૂડાંરે. ૬

કુંવો તમને પુછું મારાં રૂક્ષમણી વણજારરે;

તમે કેમ સુજીયાજી જાઇયારે. ૭

ઘડીએ બે ઘડીએ ઘડીયાલડાં વાગેરે,

પહોરે બે પહોરેરે જસ આરતીરે. ૮

આરતડીરે કેરા રૂક્ષમાણીની કુખેરે;

જેની કુખે સુજીયાજી જાઇયારે ૯

ઓરડીએરે ઉભાંને પરસાળે અજવાળાંરે,

કુળને અજવાળ્યાંરે વાસુદેવતણાં.

---

ઊંચી ઉંચી મેડી મારાં ઘરરે વીવાતાં, તો પાડોસે
નણંદી વસેરે. ૧

વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું,

તો ત્યાંને ઢાળ્યોરે બંમર ઢોલીયોરે. ૨

ત્યાં ચડી પહોડે મારો માડીનો જાયો,

તો વાએ ઢોળેરે ભાભી રૂડડરે. ૩

તો વાએ ઢોળંતા ભાભી ગોઠડીએ ગોઠર્યાં,

તે નણદીને પાડોસે ન રાખીએરે, ૪

દીઠું અણદીઠું નણદી સરવસ્ત માગે,

તો નીત્ય ઉઠીને ક્યાંથી આપીએરે. ૫

ઘરની ધણીઆણી તમે એવું શું બોલો;
તો બ્હેન વિના વીરા કોણ મ્હાલશેરે ૫

સાત સોપારી મારી પાડોશણને આપુ,
તો તે મારે અહીંયાં મહાલશેરે. ૬

ઘરની ધણીઆણી તમે એવું શું બોલો,
તો બહેન વીના ગણેશ કોણ પુજશેરે. ૭

ચોખાને લાડુ મારી ગોરાણીને આપુ,
તો તે મારે ગણેશ પુજશેરે. ૮

ઘરની વહુઆરૂ તમે રાંધોને સીધો,
તો જમવાને બેસે મારી બેનડીરે. ૯

ઘરની વહુઆરૂ તમે પાણીડા જાઓ,
તો બારીએને બેસે મારી બેનડીરે. ૧૧

ઘરની વહુઆરૂ તમે હેરાને ફેરા,
તો પકવાનને ઓરડે મારી બેનડીરે. ૧૨

ખાસડુ ખંખેરૂ ગોરી ધણીએક આવે;
તે રૂપૈયા ઉછાળે એની ના મળેરે. ૧૩

માતાના જાયા તુને દેઉરે આશીષ,
તો સાતેને દીકરે ફીંડજે મલપતારે. ૧૪

વહેણુની જાય તુને દેઉ આશીશ,
તો સાતેને શોકે આંસુ ઢાળજેરે, ૧૫

## ગણેશનુ ગીત.

ગણેશપાટ બેસાડીએ, ભલા નીપજે પકવાન,
સગાં સંબંધી તેડીએ, જો પુજ્યા હોય મોરાર.
જેને તે આંગણે પીપળો, તેનો તે ધન અવતાર;
સાંજે સવારે પુજીએ, જો પુજ્યા હોય મોરાર;
જેને પેટ ચાર દીકરા, તેનો તે ધન અવતાર;
ચારે વહુઓ પાએ પડે જો પુજ્યા હોય મોરાર,
જેને પેટ ચાર દીકરી, તેનો તે ધન અવતાર,
સાંચ્યાં સાંચ્યાં ધન વાવરે જો, પુજ્યા હોય મોરાર,
માંકડીઆરી મારી જોટડી, બાંધી તે ઘરને બહાર;
સાંજે સવારે શેડ કાઢીએ, જો પુજ્યા હોય મોરાર,
રાતોને ચુડો મારો રંગ ભર્યો, કોરોને કમખો હાથ
ઘરચોળે ઘેડ ભાગીએ, જો પુજ્યા હોય મોરાર
કાઢા તે ઘઉંની રોટલી, ગળગળીઓ કંસાર;
બેઆ બેસીને આરોગીએ, જો પુજ્યા હોય મોરાર

---

## ગીત ૧૮ મું.

પીઠી પીઠી ચોળારે પીતરાણી,
પહેલી પીઠી ચડશેરે મારા જુવા વરને;
ઉતરતી ચડશેરે પેલી ભોડીને.
ધાબાં તેલ ચડશેરે મારા જુવા વરને,
કાચાં તેલ ચડશેરે પેલી ભોડીને,

ચડતી કેરી ખાશેરે માર જીયા વરને,
ગોટલાને ચુસસેરે પેલી છોડીરે.

---

## ગીત ૧૯ મું.

ઢિકરડી તુતરતાં વનમાળીરે,
જડીઓ છે સોનાનો ખુટો કે ગુજરમાળીરે;
તેનો ઘડાવેશ કેંટડી વનમાળીરે,
સાવરાવેશ જમણા કાને કે ગુજરમાળીરે.
ઢિકરડી તુતરતાં વનમાળીરે,
જડીઓ છે લોઢાનો ખુટ કે ગુજરમાળીરે;
તેનો ઘડાવેશ દીકડો વનમાળીરે,
સોવરાવેશ જમણે હાથેરે ગુજર માળીરે,

## ગીત ૨૦ મું.

ઊંડોને કુવો જળ ભર્યોરે મીંટ વાળ્યો શેવાળ;
આથમણી ડગ મગેરે.
હું તમને પુછુ રતી વહુરે. કેમરે ફુલચંદભાઈ દુબળારે,
રાતે રમે રાણી સોગટેરે; દહાડે દેશાઓની સાથ,
આથમણી ડગમગેરે.

## ગીત ૨૧ મું.

પાંચ વીતાનો બાડવો વનમાળીરે,
પીરસ્યો છે પચ્છા વહુને ભાવે કે ગુજરમાળીરે,
જમતાં મનસુખભાઈ સાંભર્યો વનમાળીરે,
ખાસ્યો છે કંચળી માંય કે ગુજરમાળીરે,
ભરી સભામાં પડી ગયો વનમાળીરે;
ગધેડી થઈ છે ફજેત કે ગુજરમાળીરે.

## ગીત ૨૨ મું.

જીરે આજ મેતો અડદા પરવત નોતર્યારે,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ:
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેતો ચોળા પરવત નોતર્યારે,
ચોળા તમે તો મારે વડીઓ મુકવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે.
જીરે આજ મેતો ઘઉંવા પરવત નોતર્યારે.
ઘઉં તમે તો મારે કંસાર કરવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે
જીરે આજ મેતો મગ પરવત નોતર્યારે,
મગ તમે તો મારે પીડી કરવા જોગ;
મારે સજન મેળાવો જો મળ્યોરે,

---

## ગીત ૨૩ મું.

સોનાનો થંભ હીરે જડયોરે,
થંભનું નામ ના જાણું વીવા ઘેર આપણેરે;
થંભનું નામ મોતીલાલ વીવા ઘેર આપણેરે,
સોનાનો ગજ હીરે જડયોરે,
ડાંશીવાંણીઆ નામ ન જાણું વીવા ઘેર આપણેરે;
ડાંશીવાણીઆ નામ ઝવેરભાઇ વીવા ઘેર આપણેરે;
[illegible] [illegible] બેખાં જડ્યોરે,
બેખાવટીઆ નામ ન જાણું વીરા ઘેર આપણેરે.

લેખાવટીઆ હીમતભાઇ નામ વીરા ઘેર આપણેરે
સાંગામાંચીએ બેઠા પુન કરેરે
પુનવંતા નામ ન જાણું વીરા ઘેર આપણેરે
પુનવંતા નવલભાઇ નામ વીરા ઘેર આપણેરે;
ઓરડામાં લખમી વાસો વસેરે,
લખમીનું નામ ન જાણું વીરા ઘેર આપણેરે,
લખમીનું નામ કાશી વહુ વીરા ઘેર આપણેરે.
ખભેને કોથળી સોને ભરીરે.
નાણાવટીયા નામ ન જાણું વીરા ઘેર આપણેરે.
નાણાવટીયા માણેકલાલ નામ વીરા ઘેર આપણેરે.
હાથમાં પાટીયો સોઇ ભલીરે;
નીશાળીયા નામ ન જાણું વીરા ઘેર આપણેરે;
નીશાળીયા ભીખાભાઇ નામ વીરા ઘેર આપણેરે.
લાંબી પરસાળે બાળક રમેરે.
બાળકનું નામ ન જાણું વીરા ઘેર આપણેરે.
તાંબાના બેડે પાણી ભરેરે,
પાણીયારીનું પરસન વહુ નામ વીરા ઘેર આપણેરે.

—•—

## ગીત ૨૪ મું.

પાએ પાવઠડાને કેશરીયા વાઘા,
કંને સોનાની લોળેરે, કોઇ વરઘ વધાવો,
કંને સોનાની લોળેરે, કોઇ વરઘ વધાવો,

એટલે રણછોડરાય સીમાડે આવ્યા;
સીમાડે છત્ર ઢળાવોરે, કોઇ વરઘ વધાવો,
એટલે રણછોડરાય ભાગોળે આવ્યા,
ભાગોળે ભેરયો વગડાવોરે કોઇ વરઘ વધાવો.
એટલે રણછોડરાય જાની પાસે આવ્યા.
કલવો સાળીને હાથેરે કોઇ વરઘ વધાવો;
એટલે રણછોડરાય ખડકાએ આવ્યા,
ખડકીના ખખડાયા છે કમાડરે કોઇ વરઘ વધાવો,
એટલે રણછોડરાય તોરણે આવ્યા,
પુખણાં સાસુને હાથેરે કોઇ વરઘ વધાવો,
એટલે રણછોડરાય માંયરામાં આવ્યા;
મામાજી કન્યાને પધરાવોરે કોઇ વરઘ વધાવો.

## ગીત ૨૫ મુ.

ઓતરડો ઉતારોરે ગોરજી, વહુ માગે છે સવઇયો ગોરજી;
વહુનો બાપ ભવઇયો ગોરજી, વહુ માગે છે રોકડો ગોરજી,
વહુનો બાપ ઓકડો ગોરજી, વહુ માગે છે બાજરી ગોરજી;
વહુનો બાપ હજામ ગોરજી, વહુ માગે છે આરશી ગોરજી.
વહુનો બાપ પારસી ગોરજી. ધ્રુસાદી.

## ગીત ૨૬ મું.

અઢાાંતી મેળા ગોરી રીસાવી બેઠાં. સસરો મનાવે તો મનાઉ.

ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે.
કહોતો વહુઆરૂ તમને તુશીઓ ઘડાવું તનમનીએ રતન જડાવું,
ઓ લાડણી આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે,

ગીત ૨૭ મું.

લાડણો પાન ચાવેને રસ ઢોળે,
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારો બાપા સાથે આવે,
જાણે મારા સસરાનો રંગ રાખે.
લાડણો પાન ચાવેને રસ ઢોળે.
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારી માડી સાથે આવે.
જાણે મારી સાસુનો રંગ રાખે;
લાડણો તો પાન ચાવેને રસ ઢોળે,
લાડણો તો વળી વળી પાછું જુવે;
જાણે મારા વીરા સાથે આવે,
જાણે મારા સાળાનો રંગ રાખે.

ગીત ૨૮ મું.

લાડી તારા મુખડે રતન જડયારે બાઇ,
રતન જડયારે નંદલાલ સેરો અજબ બનીરે બાઇ.
વર બાપા તે વર બાપા કોણ સરાય કેહેવાયરે બાઇ,
જાણ સુંઢાડી આગળ જાય શેરો અજબ બનીને બાઇ,
વરબાપા તે વરબાપા આત્મારામ કહેવાયરે બાઇ,
જાન સુંઢાડી આગળ શેરો અજબ બનીરે બાઇ,
લાડી તારે મુખડે રતન જડયારે બાઇ,

રત્ન જડયારે શેરા અજબ બનીરે બાઇ;
વરમાડી તે વરમાડી કોઇ બાઇ કેહેવાયરે બાઇ;
જાન સુંઢાડી આગળ જાય શેરા અજબ બનીરે બાઇ,
વરમાડી તે વરમાડી જીવકાર બાઇ કેહેવાયરે બાઇ;
જાન સુંઢાણી આગળ જાય શેરા અજબ બનીરે બાઇ.

## ગીત ૨૯ મું.

લીલી ઘોડીને પીળો ચાબખો, ઘોડી ઘણું ગાજે;
લીલડા જડીત્ર પલાણુ, વ્હેવાણુ મારી છંદે નાચે.
છંદે ઘુંદાવ્યાંરે ઘુંઘણા ઘોડી પણ ગાજે;
હોંશે રંગાવ્યા કાળા દાંત, વ્હેવાણુ મારી છંદે નાચે.
ઘોડી ચ્હડી જીયાવર સંચર્યા. ઘોડી ઘણું ગાજે:
મોહી રહ્યા ચારે દેવ વ્હેવાણુ મારી છંદે નાચે.
હવેને વિશ્વનાથરે મોહી રહ્યા, ઘોડી ઘણું ગાજે;
ગયામાં ગદાધર દેવ વ્હેવાણુ મારી છંદે નાચે,
ચોથલે ઘોળેશ્વર દેવ, વ્હેવાણુ મારી છંદે નાચે;
ચારાએ મોહીને શું કીધાં ઘોડી ઘણું ગાજે.

## [illegible]ત ૩૦ મું.

કુંઅર હેલ દઇ ઘોડે ચડીયા, તારા વેરીને ધરાસકા પડીયા;
કુંઅર દહીંયના ગોરસ ખાયાં, તારા વેરીના હૈયડલાં દાયાં.
કુંઅર દહીના ગોરસ મીઠાં, તારા વ્હાલાએ અચરત દીઠાં.
કુંઅર શું ચે છે સાસરો ને સસરો, જોવા આવ્યા તે સાસુ
ને સસરો.

કુંઅર ખુંપે તે જડીઆરે બાપ, સાજનમાં સોહ્યે જીયા
વરના બાપ.
કુંઅર ખુંપે તે જડીઆરે હીરા સાજનમાં સોહ્યે જીયા
વરના વીરા.
કુંઅર ઘોડે છે ફુલની પાખર તારૂ સભા શાંતુરે સાજન
કુંઅર ઘોડે છે ફુલની વાડી, કરવડી ઝાલે જીયાવરની માડી.
કુંઅર ઘોડા પાછળ કામધેન, રથે બેશે જીયાવરની બ્હેન.

---

## ગીત ૩૧ મું.

એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
એનો લંકાઘઢ વાણુ પુરાવે છે;
એનો બેનડીની ઝાલ ઘડાવે છે,
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
એનો સુરતઘઢ વાણુ પુરાવે છે,
એનો ત્યાં થકી સોની તેડાવે છે;
એનો બેનડીની ઝાલ ઘડાવે છે,
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે.
એનો ભરૂચઘઢ વાણુ પુરાવે છે,
અને ત્યાં થકી જડીયા તેડાવે છે;
એનો બેનડીની ઝાલ જડાવે છે.
એનો ઉમલ્યો ઉમલ્યો આવે છે,
એનો અમદાવાદ વાણુ પુરાવે છે;
એનો ત્યાં થકી પટવા તેડાવે છે.

બેનો બેનડીની ઝલ ગંઠાવે છે,
બેનો ઉમલ્યો ઉમલ્યો આવે છે;
એની નગરીમાં ધુમ મચાવે છે,
બેનો ઉંઘતા લોક જગાડે છે.

## ગીત ૩૨ મું.

હાંરે બના મેરી ગલી મત આવો, મોતીલાલ બના છજેકી
બેઠક છોડ દે.
હાંરે બના છોડદોરે દીલ ખોલદો. હાંરે બના મેરી૦
હાંરે બના લંકાઘઢ વહાંણુ પુરાવીએ.
હાંરે બના ત્યાં થકી સોનાં અણાવીએ,
હાંરે બના બનડીકી ઝાલ ઘડાવો, મોતીલાલ બના છજે૦
હાંરે બના હડમચપડ વ્હાણુ પુરાવીએ;
હાંરે બના તાં થકી હીરા અણાવીએ.
હાંરે બના બનડીકી ઝાલ જડાવો, મોતીલાલ બના છજે૦
હાંરે બના સીંધડધડ વ્હાણુ પુરાવીએ,
હાંરે બના તાં થકી મોતી અણાવીએ;
હાંરે બના બનડીકી ઝાલ પરોવાઓ. મોતીલાલ બના છજે૦

## ગીત ૩૩ મુ.

હાંરે બના કિન્ને બતાઈ તુને મેરી લગીયાં,
મેરી ગલીયારે ગુલાબી છડીયાં, હાંરે બના કિન્ને.
હાંરે બના ચીરાનો તેરા લાલ બનીયા,
લાલ બનીયારે ગલાલ બનીયા, હાંરે બના કિન્ને૦ ૧

હાંરે બના નીમા તો લાલ બનીયા;
હાંરે બનીયારે ગુલાબ બનીયા, ।હો૦ ·
હાંરે બના મોજાં તો તેરા લાલ બનીયા,
લાલ બનીયાંરે ગુલાલ બનીયાં, હારે બના ।હો૦ ॥

## ગીત ૩૪ મું.

એક લીલી તે લીલી લીલડી,
એને લીલુડી જડીત્ર પલાણુરે જગલીલડી;
મારા સોય ઘોડાને એ હાથીઆ,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયો.
મારી કેમ કરી રહેશે લાજરે જગ લીલડી,
મારા કીઆ ભાઇએ સાનમાં સમજાવીયા;
મારા લલુભાઇએ સાનમાં સમજાવીયા,
તમારી બલેરી રાખીશું લાજરે, જગલીલડી.
એક લીલી તે લીલી લીલડી,
એક લીલડી જડીત્ર પલાણુરે જગલીલડી;
મારા સોય ઘોડાને બસે હાથીઆ,
મારા ઘોડા દેખીને વેવાઇ બી ગયો;
મારી કેમ કરી રહેશે લાજરે જગલીલડી.
મારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયાં;
મારા મણીભાઇએ સાનમાં સમજાવીયાં,
તમારી બલેરી રાખીશું લાજરે જગલીલડી·

## ગીત ૩૫ મું.

આજ મારે વાજીંત્ર કરે ઝમકાર,

તો જેમરે વાગેને સાજન મળેરે. ૧
વાગતું વાગતું પોળમાં પેઠું;
તો ઘરરે વેવાઇનાં ક્યાંય છે રે. ૨
ઉંચલા અવાસને નીચલા દરવાજા.
ત્યાં મોતી જડયાં તોરણ બારે. ૩
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ;
તો ગોરીએ દીવા અજવાળીયારે. ૪
સાત દીકરડા તું જણ મોરી ગોરી,
તો જેમ દ્રવ્ય ખરચુને રથ ચડેરે. ૫
એક દીકરડી તું જણ મોરી ગોરી;
તો સાજન જમાડું ઘર આપણેરે. ૬
બાપે માહેરામાં આપીરે બેટી;
તો માડીએ આપી જોટડીરે. ૭
રાસ રચ્યું બેનને સાસરે આપો;
તો ભેંસ દોવા તાંબડીરે. ૮
ચીરના ચંદરવા જાદરના જયેચા
તો મછલી બંદરના ચોરસારે. ૯
બરાનપુરી ગોરી વીજાપુરી ઝાઝી;
તો નવારે નગરના વાડકારે. ૧૦
ત્રાંબાના તકીયા પીતળના અખળીયા,
તો નવારે સુખડના પાટલારે. ૧૧
એટલું લેઇ બેન સાસરે જાજો;
તો લાજ વધારજો આપણીરે. ૧૨

# ભાગ ૯ મો.

## ગીત ૩૬ મું.

મારાં નવલા વેવાઇ તને વીનવું, તારી સાંકડી શેરી વળાવને;
મારા મોટાનું સાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે,
તારાં છઇઆં છોકરાંને મારશે, તારાં ધધડાં ખુદાં ને દાટશે;
તને નફટને નહી લાજરે, તને નીરલજને શું કહીએરે.

## ગીત ૩૭ મું.

કુંવર હેલો દેઇ ઘોડે ચડીયા, એમના વેરીને ધાશકા પડીયા,
દહીં દુધનાં ગોરસ ખાટાં, એમના વેરીના હઇયારે શટયાં;
દહીં દુધના ગોરસ ભરીયાં, એમના વાલાંનાં હઇયાંરે ઠરીયાં.

## ગીત ૩૮ મું.

વર તો બહુરે હોંશીલો વર તો બહુરે ખાંતીલો,
એની મરધા નયણી જુવે વાટરે નગારાં વાગે ધીમે ધીમે.
વર તો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને ઉતરીઓ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે.
વર તો માળીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને ખુપ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે ધીમે.
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને શ્રીફળ વસાવતા લાગી વારરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો ડોસીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને સુરબંદ વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે.
વર તો તંબોળીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને પાન વસાવતાં લાગી વારરે નગારાં વાગે ધીમે ધીમે. ઇત્યાદી.

## ગીત ૩૯ મુ.

તુ તો જમ જમરે જમઈડા કલવો, તારી માડી પીરસસે કલવો,
તારી સાસુએ પીરસ્યો કલવો, તારી સાસુ હઈયાની ભોળી;
તને ઘીમાં રાખશે બોળી, તારી માડી તે હઈયાની કપટી,
તને મીઠું નહી મળે ચપટી, તારી ગાંડે આવડો શો મચકો;
તને ગોળ ન આપે કદી લચકો.

## ગીત ૪૦ મું

મારી ઊંઘણુ વેવણુ જાગરે, તારા ઘર પછવાડે થઇ રહ્યાં છે સોરરે,
મારા પગ સુજીને થયા થાંભલા, પેલી વેવણુને લઇ ગયા જાંગલા;
મારા પગ સુજીને થયા આરશી, પેલી વેવણુને લઇ ગયા પારશી

## ગીત ૪૧ મું.

શેરી શેરી ઘુઘરડા વાગે છે;
કોઇ ઉમરાવ જાદો આવે છે.
કોઇ જાણુ કરો પીછાણુ કરો,
પેલા નવલા વેહેવાઇને જાણુ કરો.
પેલા કોડીલા વેહેવાઇને જાણુ કરો;
તારી શેરી છે સુંગાળીરે,
તારી ઘર ધણીઆણી કાળીરે;
મારી જાનમાં આવ્યા મોટારે.
વેહેવણુ જળ ભરી લાવો લોટારે;
વેહેવણુ લેજોરે કંકાવટી,
તારે બારણે આવ્યો નાગુવટી;
વેહેવાણુ લેજોરે સોપારી.

તારે બારણે આવ્યો વેપારી,
વેહેવણ લેજોરે સુપડલું;
તારા ભરતનું તે ભાણુ દુખડું
તારા ચુલા પછાડી ગારોરે,
તારે દીકરી જણ્યાનો વારોરે;
તારા ચુલા પાછળ ઉટરે.
તારે દીકરી જણ્યાની રીતરે,
તું તો દીકરી જણી જણી થાકીરે,
આંબા કેરીની પેઠે પાકીરે.

## ગીત ૪૨ મું.

હળવે હળવે પોંખેરે મોટા ઓખારે,
બાળા વરને લાગશે શાઠી ચોખારે.
રવઇયે ના પોંકેશ વેવાણ,
રવઇઓ તારે વલોવા જોઇશું.
સાંબેલે ના પાંકેશ વેવાણ,
સાંબેલું તારે ખાંડવા જોઇશું.
ત્રાકે ના પાંકેશ વેવાણ,
ત્રાક તારે કાંતવા જોઇશું.
સળીએ ના પાંકેશ વેવાણ,
સળીઓ તારા બાપના પળીયા;
સંપુટે ની પાંકેશ વેવાણ.
સાંપુટ તારે દીવો કરવા જોઇશું,
ધુંસરૂં તારે આડે જોઇશું.

## ગીત ૪૩ મુ.

સીપ્યા ગુંપ્યા ઓરડા સાપોલીયું જાય,
કુલચંદની ગાંડમાં સાપોલીયું જાય.
જાય મુછો મરડતું સાપોલીયું જાય,
જાય ધડાકા લેતું સાંપોલીયું જાય.
ઓ એના બાપા સાંપોલીયું જાય,
દીઠું હોય તો કાહાડરે સાપોલીયું જાય.

## ગીત ૪૪ મું.

સુરત શેહેર વસે એક સોનીરે,
સોની ઘડજે લાકડાની પોંચીરે;
એની પોંચીએ ઝાઝા હીરારે,
પોંચી લાવે લાડકડાના વીરારે;
બાજુબંધના સરખી પોંચીરે,
મુંબાઇ શેહેર વસે એક જડીઓરે;
જડીયા જડજે લાકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા આંબારે;
પોંચી લાવે લાડકડાના મામારે,
બાજુબંધના સરખી પોંચારે;
ભરૂચ શહેર વસે એક પટવોરે,
પટવા ગાંઠ લાકડાની પોંચીરે;
એની પોંચીએ જાજી ભાપરે,
પોંચી લાવે લાડકડાના બાપરે;
બાજુબંધના સરખી પોંચીરે.

અમદાવાદ વસે એક ઝવેરીરે;
ઝવેરી પારખ લાકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા મોતીરે;
પોંચી લાવે લાડકડાની માશીરે,
બાજુબંધના સરખી પોંચીરે;
ત્યાં તો નવરંગ માંડવા રચીઆરે,
ત્યાં તો નટવર ચડીયા ઘોડેરે;
વર કન્યા પરણીને ઉઠયારે.

## ગીત ૪૫ મું.

અમારરે જીરૂં તમારી વલીયારી.
એ બેને પરણાવો વેવઇયા સંપજ રાખો;
એ બેને બોલે બનશે વેવઇઓ સંપજ રાખો.
અમારા હીમતભાઇ તમારી પરસન બહુ એ બેને પરણાવો;
વેવઇઓ સંપજ રાખો એ બેને બોલે બનશે, વેવઇઓ૦
સંપજ રાખો એ બેને જુગને જોડું વેવઇઓ સંપજ રાખો.

## ગીત ૪૬ મું

વર કન્યા કંસાર જમે, વેવણની તો દાઢ ગળે,
લાડાને કંસાર ન ભાવેરે લાડી તો કુચે કુચે ખાયરે:
લાડો તો સકાળમાંથી આવ્યોરે, લાડી તો દુકાળમાંથી આવીરે.

## ગીત ૪૭ મું.

વર કન્યા કંસાર જમે, જાનઇયાની દાઢ ગળે,
કાણીયો કંસાર આપે તો ખાઇએરે;
નહી તો આશા મુકી ઘેર જાઇએરે.

## ગીત ૪૮ મું.

એક ઝારા ઉપર ઝારીરે, એ તો કન્યા થઈ અમારીરે;
એ તો અમારાં કહ્યાં કરશેરે એની માને મોટે મુકરશેરે.

## ગીત ૪૯ મું.

સામા ઓરડામાં અધમણ જીરૂં,
જીઆવર પરણે હું તો ઘડીએ ના ધીરૂં;
વળીયાં ધીનાં ઘેબર મુજને મીઠેરાં લાગે,
સામા ઓરડીયામાં અધમણ અડદી;
જીઆવર પરણે હું તો જોઇને ઠરતી,
વળીઆં ધીનાંના ઘેબર મુજને મીઠેરાં લાગે;
સામા ઓરડીઆમાં અધમણ મીઠું,
જીઆવર પરણે મેં તો અચરજ દીઠું;
વળીયાં ધીમના ઘેબર મુજને મીઠારે લાગે.

## ગીત ૫૦ મું.

લાડી આપી પાડી આપી જાનઇયાની માંડી આપી,
તેમ લડધો માંડવા હેઠે;
ઘડરીયો ઘડ જીત્યારે આનંદ ભલા,
લોક કહેતે મોતીભાઇ જુદારે આનંદ ભલા;
એ તો દીકરો પરણુવીને ઉઠયારે આનંદ ભલા,
લોક કહેતા ફુલચંદ સાચારે આનંદ ભલા,
એ તો દીકરી પરણાવીને નાચ્યારે આનંદ ભલા.

## ગીત ૫૧ મું.

અમે આવ્યાતા રંગભર રમવારે,
અમે આવ્યાતા પરસન વહુને લેવારે.
અમે આવ્યાતા પરસન વહુને જોવારે;
એના જોવામાં શું જોશોરે.

## ગીત ૫૨ મું.

વાંના કુડી તે નગર સોહામણી,
માંહી બરીબાઇ મવરીના ધીબ,

સાહેલીરે આંબો મોરીઓ,
મારા કીયા ભાઇના વાજીંત્ર વાગીઆં;
પેલા વેરાઇનારે પડ્યા નીશાન,
સાહેલીરે આંબો મોરીઓ.
તાંબા કુંડી તે નગર સોહામણી,
માંહી ભરીએલ ગવરીના ધીઅ;
સાહેલીરે આંબો મોરીઓ,
મારા કીયા ભાઇને મેડીએ દીવા બળે.
મારા વાડીલાલની મેડીયે દીવા બળે,
પેલા વેરઇનારે ઘેર અંધારા;
સાહેલીરે આંબો મોરીઓ,
તાંબાકુંડી તે નગર સોહામણી.
માંહી ભરીએલ ગવરીના ધીઅ,
સાહેલીરે આંબો મોરીઓ.
મારી કેઇ વહુને પેરણુ સાડી ભલી,
મારી રતી વહુને પેરણુ સાડી ભલી;
પેલી વેરણનેરે લઇ ગયા ચોર,
સાહેલીરે આંબો મોરીઓ, ઇત્યાદી.

ગીત ૫૩ મું.

એના માંડવે નથી કાંઇ બાંસ વળા,
એના ઘરમાં નથી કોઈ ધાર ધણી;
એના ઘરમાં ફુલચંદ મહેલો માહાલે,
પેલા વખતા બીચારાનું કાંઇ ન ચાલે;
એના આણ્યા તાણ્યાને શું રે ગાઇએ,
એના માગ્યા તાગ્યાને શું રે ગાઇએ;
પુંજાભાઇના પરવાળાને શું રે ગાઇએ.

### ગીત ૫૪ મું.

ઉઠો વેવાઇઓ ભીંત પડે,
ભીંત પડે તો પડવા દે ઠાલું ડોજર ભરવા દે;
આગળ ફુલચંદ પરણ્યાતા ઠાલું ડોજર ભર્યું તું,
હવે પાનાભાઈ પરણે છે ઠાલુ ડોજર ભરે છે.

### ગીત ૫૫ મું.

એના ઘર પછવાડે પંટ પડી, એને દીકરી જણ્યાની રીત પડી;
એના ઘર પછવાડે બાવળીઓ, એને દીકરી જણ્યાનો હીવળીઓ.
એના બારણે ગોમટીનો ગારો, એને દીકરી આપ્યાનો છે વારો.

### ગીત ૫૬ મું.

જીરે સરસત સ્વામીને વીનવુંરે,
જીરે ગણપત લાગુ પાય મારૂં તોરણીયું હીરે જડયુંરે;
મારે હીમતભાઇને ધીરજલાલનાં જોડવારે,
પેલા વેવાઇને બલાડાની જોડ, મારૂં તોરણીયું હીરે જડયુંરે.
મારી રતી વહુને જીવકોર વહુના જોડવારે,
પેલી વેવણને ભુંડણની જોડ, મારૂં તોરણીયું હીરે જડયુંરે.

### ગીત ૫૭ મું.

પેલો વેવાઇ બાળ કુંવારોરે, મારુજી દયારામનો કેવડો;
એને કુતરી સાથે પરણાવોરે, મારુજી દયારામનો કેવડો.
એ કેમ કરી બોલડાં બોલેરે, મારુજી દયારામનો કેવડો;
કુતરી ભસશે વેવાઇ બોલશે, એમ કરી બોલડા બોલશે.

